શ્રી 14/11 112

# વૈરાગ્યોપદેશ પોથી.

## ભાગ ૧ લો.

જૈન ધર્માભિલાષીઓને સારૂ
યથામતિ સંશોધન કરી
છપાવી પ્રસીદ્ધ કરનાર.

બાલાભાઈ છગનલાલ શાહ.

અમદાવાદ—"વિજય પ્રવર્તક" પ્રેસ.
સંવત ૧૯૫૫—સને ૧૮૯૯

આવૃત્તિ બીજી.



કિંમત ફક્ત બે આના.

# પ્રસ્તાવના.

આ બુકનું નામ "શ્રી વૈરાગ્યોપદેશ પોથી ભાગ ૧ લો." રાખેલું છે. તેનું કારણ એ છે કે આ બુકની અંદર સર્વે વૈરાગ્યોપદેશક વિષયો મેં મારી યથામતિ પ્રમાણે સંશોધન કરી છપાવેલા છે; આ બુક મેં જૈન દેવનાગરી લિપિમાં છપાવેલી હતી, પરંતુ ઘણા સદ્‌ગૃહસ્થોની મારા ઉપર ગુજરાતી લિપિમાં છપાવવાની માગણી આવવાથી પ્રથમાવૃત્તિ કરતાં ઘણો સુધારો વધારો કરીને છપાવી છે. આ બુકની અંદર વૈરાગ્યોપદેશક સજ્ઝાયો, સ્તવનો, છંદો, પ્રભાતીયાં, લાવણીઓ, દોહા, પદો નાટકના રાગમાં ગવાતાં વૈરાગ્યોપદેશક ગાયનો, નીતિને વૈરાગ્યોપદેશક વાક્યો, અમૂલ્ય વચનામૃતો; તથા શીયળની બત્રીશ ઉપમાઓ વીગેરે વિષયો આવેલા છે તેથી આ બુક સર્વે જૈનધર્માભિલાષીઓને એક સરખી રીતે ઉપયોગી થઇ પડશે એમ આશાછે.

આ બુકનો ગરીબ અને તવંગર બંન્ને એક સરખી રીતે લાભ લઇ શકે તેથી પ્રથમાવૃતિ કરતાં સુધારો વધારો કર્યા છતાં કીમ્મત ઘટાડી તેના પ્રમાણમાં જુજ રાખી છે.

આ બુક મેં મ્હારાથી બનતી મહેનતે તથા વિદ્વાનોની મદદથી શુધ્ધ કરાવી છે, તેમ છતાં દ્રષ્ટિ દોષ રહ્યો હોય તથા કંપોઝીટરના કંપોઝ કરેલાં પ્રુફો તપાસતાં ભુલચુક રહી ગઇ હોય તો પંડીત જન કૃપા કરી સુધારી લેશો ને પ્રસિધ્ધ કર્તાને સુચવના કરશો, જેથી ત્રીજી આવૃત્તિ છપાવતાં સુધારી લેવામાં આવશે તથા તે સિવાયની ભુલચુક માટે વાંચનાર પાસે મિથ્યાદુષ્કૃત માગુ છું તે સ્વિકારશો. એજ તથાસ્તુ. તા. ૧-૭-૧૮૯૯.

લા. પ્રસિધ્ધ કર્તા.

બાલાભાઇ છગનલાલ શાહ.

જૈન ધર્મનાં પુસ્તકો છપાવનાર તથા વેચનાર

ઠે. ફીકાભટ્ટની પોળ. મુ. અમદાવાદ.

# અર્પણ પત્રિકા.

રા. રા. મુરબ્બી.

## જીવરાજભાઈ ઘેહેલાભાઇ

મ્યુનિસિપાલિટીના હેલ્થ ઓફીસ-
રની શેવામાં. મુ અમદાવાદ.

આપ જૈનધર્મની ઉન્નતિનો અરૂણ પ્રકાશમાન થયેલો જોવાને ઉત્સાહ ધરાવોછો, જૈનધર્મ ઉપર અતિશે શ્રદ્ધા રાખોછો; વળી જૈનધર્મ સબંધી અપૂર્વ પુસ્તકો છપાઇ બહાર પાડવાની અતિ ઉત્કંઠા રાખોછો. અને વિદ્યાર્થીઓને તથા ગરીબ લોકોને જૈનધર્મ સબંધી અનેક જાતનાં પુસ્તકો ભેટ (બક્ષિસ) આપોછો, એટલુંજ નહીં પણ જૈનધર્મ સબંધી હુ-

રેક સત્કાર્યમાં તન, મન, અને ધનથી
બનતી મેહેનત લઇ પુરતો આશ્રય આ-
પતા આવ્યાછો ને આપે જાઓછો, ઇ-
ત્યાદીક સદ્‌ગુણોથી હરખાઇને આ લઘુ
પુસ્તક હું અતિ પ્રેમપૂર્વક આપનેજ
અર્પણ કરૂં છું તે સ્વીકારશો, એમ આ-
શા છે. એજ અરજ. તા. ૧-૭-૯૯

લી. આપનો શુભેચ્છક

બાલાભાઈ છગનલાલ શાહ.

જૈનધર્મનાં પુસ્તક વેચનાર તથા
પ્રસિદ્ધ કરનાર. ઠેકાણું કીકાભટની પોળ.

મુ. અમદાવાદ.

श्री वीतरागायनमः

॥ श्री ॥

# वैराग्योपदेश पोथी

## भाग १ लो.



## अथ वैराग्योपदेशक सज्झायो.

### અથ શિયળની સજઝાય.

( ધન્ય ધન્ય તે દિન માહરો ) ॥ એ ટેક. ॥

શિયળ સમું વ્રત કો નહીં, શ્રી જિનવર ભાંખે રે ॥ સુખ આપે જે શાશ્વતાં, દુર્ગતિ પડતાં રાખે રે ॥ શિ૦ ॥૧॥ વ્રત પચ્ચખ્ખાણ વિના જુઓ, નવ નારદ જેહ રે ॥ એકજ શિયળ તણે બળે, ગયા મુકતે તેહ રે ॥ શિ૦ ॥૨॥

સાધુ અને શ્રાવક તણાં, વ્રત છે સુખદાઇ રે ॥ શિયળ વિના વ્રત જાણજો, કુશકા સમ ભાઇ રે ॥ શિ૦ ॥ ૩ ॥ તરૂવર મૂળ વિના જીસ્યો, ગુણ વિણ લાલ કમાન રે ॥ શિયળ વિના વ્રત એહવું, કહે વીર ભગવાન રે ॥ શિ૦ ॥૪॥ નવ વાડે કરી નિર્મળું, પહેલું શિયળજ ધરજો રે ॥ ઉદયરત્ન કહે તે પછી, વ્રતનો ખપ કરજો રે ॥ શિ૦ ॥૫॥

---

## અથ ઉપદેશક સજ્ઝાય.

સુકૃત પૂરવ પુણ્ય[1] કરીને, માનવના[2] ભવ પાયા ॥ આર્ય[3] ક્ષેત્ર ઉત્તમ કુળ[4] મળિયું, વળી નિરોગી[5] કાયા ॥ અબ કાંઇ જોગ મળ્યો છે રે, તું લે જિનવરકો નામ સુગ્યાની જોગ મળ્યો છે રે ॥૧॥ એ આંકણી ॥ લાંબું[6] આઉખુ પૂરી[7] ઇંદરી, વળી સાધુની સેવા ॥ સુગુરૂના જેવા પાયો ટાણો, વાણી અમૃત મે-

વા ॥ અબ કાંઇ૦ ॥ ૨ ॥ આઠ બોલકો ટા
ણો મળિયો, નાવી સરધા સેઠી ॥ કુગુરુ કુદેવે
ભોળવ્યો, કુમતિ મનમાં પેઠી ॥ અબ કાંઇ૦
॥ ૩ ॥ સાચા સદગુરુ કહિય ન સેવ્યા, જે
સેવ્યા તે ખોટા ॥ આદિ અનાદિનો ફરીયો
પ્રાણી, જેમ દડીના દોટા ॥ અબ૦ ॥ ૪ ॥ મા-
ત તાત ત્રિયા સુત બંધવ, હુવા સ્વારથે ભેળા
॥ રાત દિવસ દેખંતાં જાવે, જ્યું નિશ દિનકા
મેળા ॥ અબ૦ ॥ ૫ ॥ સામાયિક પોસા પડિ-
કમણાં, સમકિતમાં રહો સેઠા ॥ દિન દિન
નેડા ચરણે આવે, કયા ભરૂસે બેઠા ॥ અબ૦
॥ ૬ ॥ રાત દિવસ ધંધામાં વલગ્યો, અરિહંત
નામ ન લેતો ॥ તેરા શિરપર કાળ ભમે છે,
બંબા નગારાં દેતો ॥ અબ૦ ॥ ૭ ॥ વીશ ત્રીશ
ને હુવા ચાળીશા, ધર્મ ધ્યાન તો ધારો ॥
કરણી હોય તો કર લ્યો પ્રાણી, નહિ તો ન-
રક દુવારો ॥ અબ૦ ॥ ૮ ॥ મનમાં આશા
માંડી મહોટી, ચિત્તમાં સમજણ નાણી ॥
આઉખું જાતાં વાર નહિ લાગે, જેવું પૂરનું

પાણી ॥ અ૦ ॥ ૯ ॥ જીવ વાંછે જીવવું ઝાઝું, ને મરણ ન વંછે કોઇ ॥ પરજીવને હણતાં થકાં ભાઇ, મુગતિ ન પહોચે કોઇ ॥ અ૦ ॥ ૧૦ ॥ આ દેહ તહારો ભસ્મજ થાશે, કા ચંદણકા મરશી ॥ દાન શિયલ તપ ભાવના ભાવો, સાથે હયો ખરચી સરશી ॥ અ૦ ॥ ૧૧ ॥ સાચ જૂઠ કરિ જગકુ ઠગને, માલ પુરાણા ખાયા ॥ જીસકી ચોકી આણ ફૂરે છે, કાળા કલપ લગાયા ॥ અ૦ ॥ ૧૨ ॥ મોહ માયા મમતા તજીને, ધરમ કરણમાં ઢૂકો ॥ સદગુરૂ ભાવ ખરો સમજાવે, આ અવસર મત ચૂકો ॥ અ૦ ॥ ૧૩ ॥ સદગુરૂ શબ્દ હૈડામાં ધારો, કુસંગતિને નિવારો ॥ ઋષિ ચોથમલજી શાહેર મેરમેં, કાયા કારજ સારો ॥ અ૦ કાંઇ૦ ॥ ૧૪ ॥ ઇતિ ॥

## અથ તપ વિષે સજ્ઝાય.

॥ ઇડર આંબા આંબલી રે ॥ એ દેશી. ॥

॥ કીધાં કર્મ નિકંદવા રે, લેવા મુક્તિ નિદાન ॥ હત્યા પાતક છૂટવા રે, નહિ કોઇ તપ સમાન ॥ ભવિક જન, તપ સરખું નહિ કોય ॥ ૧ ॥ ઉત્તમ તપના યોગથી રે, સુર નર સેવે પાય ॥ લબ્ધિ અઠ્ઠાવીસ ઉપજે રે, મન વંછિત ફળ થાય. ॥ ભવિ૦ ॥ ૨ ॥ તીર્થંકર પદ પામીયે રે, નાસે સઘળા રોગ ॥ રૂપ લીલા સુખ સાહેબી રે, લહીયે તપ સંયોગ. ભવિ૦ ॥ ૩ ॥ અષ્ટ કરમના ઓઘને રે, તપ ટાલે તતકાળ ॥ અવસર લહીને તેહનો રે, ખપ કરજો ઉજમાલ ॥ ભવિ૦ ॥ ૪ ॥ તે શું છે સંસારમાં રે, તપથી ન હોવે જેહ ॥ મનમાં જે જે કામિયે રે, સફળ ફળે સહી તેહ, ભવિ૦ ॥ ૫ ॥ બાહ્ય અભ્યંતર જે કહ્યા રે, તપના બાર પ્રકાર ॥ હોજો તેની ચાલમાં રે, જેમ ધનો અણગાર. ॥ ભવિ૦ ॥ ૬ ॥ ઉદ-

પરતન કહે તપ થકી રે, વાધે સુજસ સનૂર ॥ સ્વર્ગ હોવે ઘર આંગણું રે, દુર્ગતિ નાસે દૂર. ॥ ભવિ૦ ॥૭॥ ઇતિ સમાપ્તમ્

## અથ વૈરાગ્યોપદેશ સજ્ઝાય.

॥ હુક મરનાં હુક જાનાં યારો, મતકો કરો ગુમાના ॥ હુ૦ ॥ એ ટેક૦ ॥ ઓઢણુ માટી પહેરણુ માટી, માટીકા સરાના ॥ વસતીમેંસે બહાર નિકાલા, જંગલ કિયા ઠિકાના ॥હુ૦ ॥ ૧ ॥ હાથી ચઢતે ઘોડે ચઢતે, આર આગે નિસાના ॥ નીલી પીલી બેરખ ચલતી, ઉત્તર કિયા પયાના ॥ હુ૦ ॥ ૨ ॥ નરપતિ હોકે તખત પર બેઠે, ભરિયા ભારિ ખજાના ॥ સાંજ સવારે મુજરા લેતે, ઉપર હાથ બેઠાના ॥ હુ૦ ॥ ૩ ॥ પોથી પઢ પઢ હિંદુ ભૂલે, મુસલમાન કુરાના ॥ રૂપચંદ કહે અરે ભાઇ સતો, હરદમ પ્રભુ ગુણ ગાના ॥ હુ૦ ॥૫॥ ઇતિ સમાપ્તમ્.

## અથ જીવને સમતાવિષે શિખામણ.

॥ હો પ્રીતમજી પ્રીતકી રીત અનિત ત-
જી ચિત ધારીયે, હો વાલ્લમજી વચન તણો
અતિ ઉંડો મરમ વિચારીયે ॥ હાંરે તુમે કુ-
મતિકે ઘર જાવો છો, તુમે કુળમાં ખોટ લ-
ગાવો છો; ધિગ એઠ જગતના ખાવો છો ॥
હો૦ ॥૧॥ અમૃત ત્યાગી વિષ પીયો છો,
કુમતિનો મારગ લીયો છો; એ તો કાજ અ-
નુક્ત કીયો છો ॥ હો૦ ॥ ૨ ॥ એ તો મોહ
રાયકી ચેટી છે, શિવ સંપત્તિ એહથી છેટી
છે; એ તો સાકર ગળતી પેટી છે. હો૦॥૩॥
એક શંકા મેરે મન આવી છે, કિણો વિધ
એ ચિત્તમાં ભાવી છે, એ તો દારુણ જગમાં
ચાવી છે ॥ હો૦ ॥ ૪ ॥ સહુ ઋદ્ધિ તમારી
ખાએ છે, કરી કામણ ચિત્ત ભરમાએ છે;
તુમ પુણ્યયોગે એ પાયે છે ॥ હો૦ ॥૬॥ મત
આંબ કાજ બાઉલ બોવો, અનુપમ ભવ વિ-
રથા નવિ ખોવો; અબ ખોલ નયન પ્રગટ

જોવે ॥ હે૦ ॥૬॥ ઇણ વિધ સમતા બહુ સમજાએ, ગુણ અવગુણ કઇ સહુ દરસાએ; સુણી ચિદાનંદ નિજ ઘર આએ ॥હે૦॥૭॥

## અથ ઉપદેશ છત્રીશી સજઝાય.

પ્રાણી, કર્મ સમો નહીં કોઇ ॥ એ દેશી ॥ રે પ્રાણી જગ માયા સબ કાચી, તેં કેમ કરી માની છે સાચી રે ॥ પ્રા૦ ॥ એ ટેક ॥ શ્રી જગદીશ કે શીશ નમાઇ, કહું ઉપદેશી રસાળો ॥ ભવિ પ્રાણી સુણો થિર ચિત્ત કરીને, મિથ્યા ભર્મ થેં ટાળો રે ॥ પ્રા૦ ॥ ૧ ॥ ગઢ મઠ મંદિર હાટ હવેલી, બાગ બગીચા નવાણો ॥ દુપદ ચઉપદ વસ્તર ગહેણાં ॥ હિરણ્ય સુવર્ણાદિક નાણો રે ॥ પ્રા૦ ॥ ૨ ॥ દેહસું નેહ કરે કિમ વિરથા, પુદ્ગળ શોભા છે સારી ॥ પર વસ્તુ વિના લાગે ભયંકર, દેખો જ્ઞાન વિચારી રે ॥ પ્રા૦ ॥ ૩ ॥ માત પિતા સુત નારી સહોદર, સ્વજન કોટુંબિ-

ક સારા ॥ અનંતવાર સગપણ સબ જોડયાં, તોડયાં અનંતહી બારા રે ॥ પ્રા૦ ॥૪॥ દુશમન મર કર સજ્જન હોવે, સજ્જન દુશમન થાવે ॥ રાગ દ્વેષ કરમાકો બંધણ, કયોં નિજ માલ ગમાવે રે ॥ પ્રા૦ ॥ ૫ ॥ મરણ રોગ દુઃખ આવે તનમેં, શરણાગત નહીં કોઇ ॥ તેરો સહાયક જૈનધર્મ હે, ઇણ ભવ પરભવ જોઇ રે ॥ પ્રા૦ ॥ ૬ ॥ પ્રભુ શરણા વિણ ચઉગતિ ભટકયો, પાયા દુઃખ અનંતાં ॥ તે વેદના નિજ આતમ જાણે, કે જાણે ભગવંતા ॥ પ્રા૦ ॥ ૭ ॥ જન્મ લિયો જબ કોઇ ન સાથી, મરતાં પણ નહી લારી ॥ બંધી મુઠાયે જન્મજ લીનો, જાવે હાથ પસારો રે ॥પ્રા૦ ॥૮॥ જાયો જાયા કહે જનમતાં, બાહેર પડીયો રોવે ॥ જન્મતાંહિ અપશુકન જો લીધા, તેણો કિસ વિધ હોવે રે ॥ પ્રા૦ ॥ ૯ ॥ સુખ દુઃખ કરતા આતમ જાણો, ભુગતે આપ અકેલો ॥ ઇમ જાણી દુકૃત પરહરિયે, સુકૃત કિરિયા સો

ઝેલોરે ॥ પ્રા૦ ॥ ૧૦ ॥ ધન કુટુંબ ઋદ્ધિ સંપત પાઇ, સો નિજ પુણ્ય પ્રભાવે ॥ જીણ સમે પુણ્યકો છેડોજ આવે, દેખતમેં વિરલા વે રે ॥ પ્રા૦ ॥૧૧॥ જિમ તરૂવર પર આવે પંખેરૂ, નિજ નિજ સ્વારથ કામે ॥ પાન ઊડે પંખી ઉડ જાવે, એકે હુવા વૃક્ષ ઠામે રે ॥ પ્રા૦ ॥૧૨॥ બાજીગર જબ ખ્યાલ રચાવે, લોક હોવે બહુ ભેગા ॥ બાજી ભયાસું સબ ભગ જાવે, જૈસા જીવ અકેલા રે ॥ પ્રા૦ ॥ ૧૩ ॥ ગોવાળક સંગ ગાયનો ટોળો, કહે ધેનુ સબ મહારી ॥ જબ આવે સો અપને ઘરમેં, રહે એકલો દંડ ધારી રે ॥ ॥ પ્રા૦ ॥ ૧૪ ॥ દેહ અપાવન પરમ ઘોનાપન, મલ મૂતરકી યા કયારી ॥ અશુચિ અહાર કરી એ તન નિપજયો, ચર્મકી શોભા છે જહારી રે ॥ પ્રા૦ ॥ ૧૫ ॥ સાગર જળ કરી જો નિત્ય ધોવે, તોપણ શુચિ નહિ થાવે ॥ હાડ કરંડિયા ભંડ મીટીકી, ઇસ્પિર કયોં તું પોમાવે રે ॥ પ્રા૦ ॥ ૧૬ ॥ સ-

હુસ દિનારકો એક કવોલેવો, છીનુમે એમ સદાહી ॥ તો પણ દે દગો એક પલમેં, કાઢે જીવને સાહી રે ॥ પ્રા૦ ॥ ૧૭॥ રોગ સોગ ભય દુઃખ ઉચ્ચાટણ, જનમ મરણ ઘર કાયા ॥ કોડ જતન કરતાં પણ જાવે, ઇણપર કયોં તું લોભાયા રે ॥ પ્રા૦ ॥ ૧૮ ॥ દિન દિન ચલનો નેડાજ આવે, શંકા નહીં છે લગારો ॥ શ્વાસોશ્વાસે એ તન છીજે, અંતમેં હોસી યા છારો રે ॥ પ્રા૦ ૧૯ ॥ ઉંડી ઉંડી નિમ લગાવે, ઉંચી મજલા ચઢાવે ॥ સાડાતિન કર હે ઘર તેરો, કયોં તું પાપ કમાવે રે ॥ પ્રા૦ ॥ ૨૦ ॥ હરિ હર ઇંદર સુર અસુર નર, જે જગમાં દેહધારી ॥ કાળ વ્યાલ સબીને ગટકાવે, ચેતો ચેતો નર નારી રે ॥ પ્રા૦ ॥ ૨૧ ॥ કુરંગ પતંગ ભ્રમર મત્સ્ય મરે, એક ઇંદ્રિય વશે પ્રાણી ॥ જે પાંચે ઇંદ્રિય વશ પડિયા, તેણે દુર્ગતિ ખાણી રે ॥ પ્રા૦ ॥ ૨૨ ॥ એ તન પાય મહા તપ કીજે, લીજે શ્રી જિન નામો ॥ દીજે અભયદાન

સકળને, સીઝે વંછિત કામો રે ॥ પ્રા૦ ॥
॥ ૨૩ ॥ ભોગ હળાહળ ઝેહરસું જાણો, ફ-
ળ કિંપાક સમાનો ॥ ભોગવતાં લાગે મન
ગમતાં, પીછે મહા દુઃખદાનો રે ॥ પ્રા૦ ॥
॥ ૨૪ ॥ સંવર મારગ તારક સાચો, નવા
કરમ સબ ટાળે ॥ હાટ કપાટ સમાન એ
જાણો, આગમ સાખ દેખાલે રે ॥ પ્રા૦ ॥
॥ ૨૫ ॥ ગયા કાળમેં કર્મજ કીનાં, તેહ હુ-
ઠાવણ કામેં ॥ તપસ્યા દ્વાદશ ભેદ કરીજે,
રાખી સમ પરિણામે રે ॥ પ્રા૦ ॥ ૨૬ ॥અ-
નંત અનંત મેરૂ પરિમાણે, મિશ્રાદિક વસ્તુ
સારી ॥ અનંતવાર ઇણ ભક્ષણ કીણી, દી-
જે મમત સબ મારી રે ॥ પ્રા૦ ॥ ૨૭ ॥
જનણી દૂધ પીયો ઇણ ચેતન, સબ સાગર
જળવારી ॥ તો પણ તૃષ્ણા રંચ ન બૂઝી,
સમજો સુગુણ નર નારી રે ॥ પ્રા૦ ॥ ૨૮ ॥
લોક સ્વરૂપ સંઠાણ વિચારો, પુણ્ય પાપ
ફળ દેખો ॥ કરમ વશે પડિયા સબ જગમેં,
જ્ઞાની બતાયો છે લેખો રે ॥ પ્રા૦ ॥ ૨૯ ॥

દેવ નિરંજન ગુરુ નિર્લોભા, ધર્મ દયા માંહી
જાણો ॥ એ તીનું તત્વ સાર પદારથ, નિશ્ચ-
ળ શ્રદ્ધા ઠાણો રે ॥ પ્રા૦ ॥ ૩૦ ॥ જીહાં
લગી નહી આવે વૃદ્ધપણું તન, રોગ સોગ
નહીં આવે ॥ ઈંદ્રિય પંચ સો હીણી ન હો-
વે, ઉદ્યમ પહેલી સરાવેરે ॥ પ્રા૦ ॥ ૩૧ ॥
ધરમધ્યાન કરો એક ચિત્તે, કીજે સફળ જ-
ન્મારો ॥ ધણબિન ચઉગતિમેં દુઃખ પાયો,
આગમમેં વિસ્તારો રે ॥ પ્રા૦ ॥ ૩૨ ॥ રત્ન
ચિંતામણિ નરભવ પાયો, ઉત્તમ કુળ અવ-
તારો ॥ તપ જપ સુકૃત ઉદ્યમ કર લો, વાદી
સાઠે મત હારો રે ॥ પ્રા૦ ॥ ૩૩ ॥ અનંત
જીવ તર્યા ધર્મ પ્રભાવે, વળી અનતાં હી તરસી
॥ ઇમ જાણી પ્રભુ આજ્ઞા આરાધે, સો શિવ
સુંદર વરસીં રે ॥ પ્રા૦ ॥ ૩૪ ॥ સતગુરુ તો
કહેણે કાહે ગરજી, પર ઉપગારી થૈં જાનો ॥
જો નહીં માનો તો મરજી તુમારી, એ થોડા
એ મેદાનો રે ॥ પ્રા૦ ॥ ૩૫ ॥ ઓગણીસેં
આડત્રિસ જેઠ શુદ સાતમ, ગામ ખરોંડી કે

માંહો ॥ તિલોકઋષ ઉપદેશ છત્તીસી, ભાવના શુદ્ધ બનાઇ રે ॥ પ્રા૦ ॥ ૩૬ ॥

## અથ આત્મ પ્રબોધની સજઝાય.

॥ એક ઘેર ઘોડા હાથીયા જી રે, પાયક શંખ ન પાર ॥ મોટાં મંદિર માળિયાં જી રે, વિશ્વ તણો આધાર રે ॥ જીવડા દીધાનાં ફળ જોય, વિણ દીધે કેમ પામીએ જી રે ॥ હૂડે વિમાસી જોય રે, જીવડા દીધાનાં ફળ જોય ॥ એ આંકણી ॥ ૧ ॥ દોય નર સાથે જનમીયા જી રે, એવડો અંતર આજ ॥ એક માંથે મૂઝી વહે જી રે, એક તણે ઘરે રાજ રે ॥ જીવડા૦ ॥ ૨ ॥ આંગણ નારી મલપતી જી રે, મીઠા બોલી રે નાર ॥ એક ઘેર કાળી કૂબડી જી રે, કાંઇ ન ચાલે ઘરબાર રે ॥ જીવડા૦ ॥ ૩ ॥ શેવ સુંવાળી લાવશી જી રે, ભોજન કૂર કપૂર ॥ એક ઘેર કૂકશા ઢોકળાં જી રે, પેટ નહીં ભરપૂર રે ॥

જીવડા૦ ॥ ૪ ॥ એક ઘેર બેટા રૂયડા જી રે, રાખે ઘરનો રે સૂત્ર ॥ એક ઘેર દિસે વાંઝીઆ જી રે, એક કુલખંપણ કુપુત્ર રે ॥ જીવડા૦ ॥ ૫ ॥ એક ઘોડે ચઢી હાલશે જી રે, એક આગળ ઉજાય ॥ એક નર પોઢે પાલખી જી રે ॥ એક ઉલાસે પાય રે ॥ જીવડા૦ ॥ ૬ ॥ દંભ વિના જો ગર્વ કરે જી રે, ભોળા મૂરખ આલ ॥ જો વાવી જે કોદરા જી રે, તો કિમ લણીએ સાળ રે ॥ જીવડા૦ ॥ ૭ ॥ માંથે છત્ર ચમ્મર ઢળે જી રે, ઢમકે ઢોલ નિશાન ॥ મુનિ લાવણ્ય સમય ઇમ ભણેજી રે, પુણ્ય તણો પરિમાણ રે ॥ જીવડા૦ ॥ ૮ ॥ ભાવે કરી જે આપશે જી રે, વળી વિશેષે રે દાન ॥ ઇંદ્ર તણાં સુખ ભોગવે જી રે, પામે અમર વિમાન રે ॥ જીવડા૦ ॥ ૯ ॥ ઇતિ ॥

સજઝાયો સમાપ્ત.

# ॥ अथ स्तवनो प्रारंभ. ॥

## ॥ અથ ચોવીશ જિન સ્તવન. ॥

( રાગ પ્રભાતી. )

॥ શ્રી અરિહંત ગુણ ગાવો રે ભવિકા, ચોવીશ જિન ગુણ ગાવો રે ભ૦ ॥શ્રી અ૦॥ એ આંકણી ॥ ઋષભ અજિત સંભવ અભિનંદન, સુમતિ પદમપ્રભુ ધ્યાવો રે ॥ શ્રી સુપાર્શ્વ ચંદ્રપ્રભ સમરો, નિત નિત શીશ નમાવો રે ॥ શ્રી અ૦ ॥ ૧ ॥ સુવિધિ શીતળ શ્રેયાંસ વાસુપૂજ્ય, વિમળ વિમળ ચિત્ત ઠાવો રે ॥ અનંત ધર્મ શ્રી શાંતિ જિનેસર, શાંતિકરણ જગ ચાવોરે ॥ શ્રી અ૦ ॥ ૨ ॥ કુંથું અર મલ્લી મુનિસુવ્રત જી, સુવ્રત કરણ ઉમાવો રે ॥ નમિ નેમિ પાર્શ્વ મહાવીર જી, શાસનપતિ જિમ નાવો રે ॥ શ્રી અ૦ ॥૩॥ એ ચોવીશ જિન સંજમ ધારી, દીયો કરમ કે ધાવો રે ॥ કેવળ લેઇને તીરથ થાપ્યાં, જગ ભવતારણ નાવો રે ॥ શ્રી અ૦ ॥૪॥

હોય અજોગી મુક્તિ સિદ્ધાયા, ફિર ન રહ્યા ઇહાં આવો રે ॥ અજર અમર અવિનાશી નિરંજન, સકળ જગતકા રાવો રે ॥ શ્રી અ૦ ॥ ૫ ॥ નામ લિયાં સબ વિઘન વિનાસે, ન રહે દુઃખકો દાવો રે ॥ શત્રુ સો મિત્રી સમ વરતે, જો સુમરન મન લ્યાવો રે ॥ શ્રી અ૦ ॥ ૬ ॥ સંવત ઓગણીસ આડત્રીસ સાલે, વિજય દશમી દિન ઠાવો રે ॥ દિન દિન વિજય હોય પ્રભુ નામે, ભવ ભવમેં સુખ પાવો રે ॥ શ્રી અ૦ ॥ ૭ ॥ તિલોકરિખ કહે પ્રભુ તુમ શરણો, ભવ ભવમેં મુજ થાવો રે ॥ શિવ સંપત્ત અરૂ દો તુમ દરિસણ, નિત નિત મંગળ વધાવોરે ॥ શ્રી અ૦ ૮

---

## ॥ અથ શ્રી પાંચ ઇંદ્રિનું સ્તવન. ॥

॥ અહો પ્રાણી સેવો ધર્મનો સાર, ધર્મથી પામશો ભવજળ પાર અહો. ॥ એ આંકણી ॥ પાંચ ઇંદ્રી વિષય પરિહરો, મારૂં વચન તમે

રૂદયે ધરો; પ્રથમ ઇંદ્રિ શ્રોતેંદ્રિ જાણુ, રાગ સુણી ખોયા મૃગલે પ્રાણ ॥ અહો૦ ॥ ૧ ॥ બીજી ઇંદ્રિ ચક્ષુ કેરી જેહ, ઘણું રૂળાવે ન લાધે છેહ; કુદાં પતંગ બળે નિજ કાય, ચક્ષુ ઇંદ્રિ માંહી એહ અન્યાય ॥ અહો૦ ॥૨॥ ઘ્રાણ ઇંદ્રિ નાસીકા સાર, તેની લાલચમાં ખોયા અવતાર; નિસાસે ભમરો મન ચિંત, દેખી કમળને ઉપન્યો રંગ ॥ અહો૦ ૩ ॥ જાણ્યું સવારે નિકળશું બહાર, નિશા આખી લેશું સુગંધ અપાર; પ્રભાતે ગજ આવ્યો ત્યાં જોય, દેખી કમળ ચિત્ત લોભાણું સોય ॥ અહો૦ ॥ ૪ ॥ કમળ ભક્ષણ હુવો ભમરા નો નાશ, ત્રીજી ઇંદ્રિમાં એહ વિનાશ; સરજી લોલપી જીભા ઇંદ્રિનો જાણ, લોઠ ખાતાં ખોયા જેણે પ્રાણ ॥ અહો૦ ॥ ૫ ॥ ફરસ ઇંદ્રિ ભોગવે નર જેહ, ગજની પરે મરણ લહે તેહ; તે માટે સહુ સુણજો સાર, વિષય તજવાથી પામો ભવપાર ॥ અહો૦ ॥ ૬ ॥

## ॥ અથ શીયળનું સ્તવન ॥

॥શીયળ સરોવર ઝીલીયે, શીયળથી ન-
મે અમરપતિ ઇંદ્ર; શીયળે સહુ કાર્ય ફળે,
શીયળથી મટે રે ભવો ભવ ફંદ. શીયળ સ-
રોવર ઝીલીએ ॥ એ આંકણી ॥ ॥ શીયળે
કઇ નર ઉધર્યા, શીયળથી સંકટ સર્વે જાય;
નેમ રાજેમતિ જાણજો, તેના હું નિત નિત
પ્રણમું પાય ॥ શીયળ૦ ॥ ૨ ॥ ચદનબાળા
આદે કરી, દમયંતી દ્રૌપતી સુળસા જાણ;
સીતા કુંતી તેણે ઉધરી, શીયળ સેવો સદી
સુખની ખાણ ॥ શીયળ૦ ॥ ૩ ॥ કુશીળે
નર દુઃખીયા ઘણા, છાંડી કુટુંબ સઘળો
પરિવાર; અબ્રહ્મ તણાં ફળ સાંભળો, ઉપજે
જોઇ તે નરક દુવાર ॥ શીયળ૦ ॥૪॥ શીયળ
સુરતરૂ જાણીયે, ભાખ્યું હો એમ તે તીર્થ-
નાથ; પ્રશ્નવ્યાકરણ ચોથે દ્વારે, જીન કહે તે
નર માહરી સાથ. શીયળ૦ ॥ ૫ ॥ શીયળ
સ્તવન આછો રચ્યો, શીયળથી પામીએ

ભવનો રે પાર; ઉમેદચંદ્ર એમ વિનવે, શી-
યળ સેવો સહી નરને રે નાર ॥ શીયળ૦ ॥૩॥

## ॥ અથ શ્રી સમકિતનું સ્તવન ॥

॥ રે જાયા તુજ વિણ ઘડી રે છ માસ ॥એ દેશી॥ ધર્મ ખરો જીનવર તણો જી, શિવ સુખનો દાતાર ॥ શ્રી જીનરાજે પ્રકાશીયો જી, જેહના ચાર પ્રકાર ॥ ૧ ॥ ભવિક જન, જ્ઞાન વિચારી રે જોય ॥ દુર્ગતિ પડ-તાં જીવને જી, ધારે તે ધર્મ હોય ॥ ભ૦ ॥ એ આંકણી ॥ પંચ મહાવ્રત સાધુનાં જી, દ-શ વિધ ધર્મ વિચાર ॥ હિત કરોને જીનવરે કહ્યાં જી, શ્રાવકનાં વ્રત બાર ॥ ભ૦ ॥ ૨ ॥ પંચુંબર ચારે વિગય જી, વિષ સહુ માટી રે હીમ ॥ રાત્રી ભોજનને કહ્યાં જી, બહુ બીજ-નો નીમ ॥ ભ૦ ॥ ૩ ॥ ધોળવડાં વળી રીંગણાં જી, અનંતકાય બત્રીશ ॥ અણજા-ણ્યાં ફળ ફુલડાં જી, સંધાણાં નિશ દીશ ॥

ભ૦ ॥૪॥ ચળિત અન્ન વાસી થયું જી, તુચ્છ સહુ ફળ દક્ષ, ધર્મી નર ખાએ નહીં જી, એ બાવીશ અભક્ષ્ય ॥ ભ૦ ॥ ૫ ॥ ન કરે નિધ્વંધસ પણે જી, ઘરના પણ આરંભ ॥ જીવતણી જયણા ગણી જી, ન પીયે અણ-ગળ નીર ॥ ભ૦ ॥ ૬ ॥ ઘૃત પરે પાણી વાવરે જી, બીહે કરતો પાપ ॥ સામાયિક વ્રત પોષધે જી, ટાળે ભવના તાપ ॥ ભ૦ ॥ ૭ ॥ સુગુરૂ સુદેવ સુધર્મની જી, સેવા ભક્તિ સદૈવ ॥ ધર્મશાસ્ત્ર સુણતાં થકાં જી, સમજે કોમળ જીવ ॥ ભ૦ ॥ ૮ ॥ માસ માસને આંતરે જી, કુશ અગ્ર ભુજે વાળ ॥ કળા ન પહોંચે શોલમી જી, શ્રી જીન ધર્મ વિશાળ ॥ ભ૦ ॥ ૯ ॥ જીનધર્મ મુક્તિપુરી દાંયે જી, ચઉગતિ ભ્રમણ મિથ્યાત્વ ॥ એમ જીનહર્ષ પ્રકાશિયે જી, ત્રીજું તત્ત્વ વિખ્યાત ભ૦॥૧૦॥

## ॥ અથ પ્રભાતી સ્તવનો ॥

મેં પરદેશી દુરકા, પ્રભુ દરિસણકું આ-

યા ॥ લાખ ચોરાશી દેસ ફર્યા, તેરા દરિસન પાયા ॥ મેં૦ ॥ ૧ ॥ સુક્ષમ બાદર નિગોદમાં, વનસપતિ વસાયા ॥ અપ તેઉ વાઉકાયમાં, કાળ અનંત ગમાયા ॥ મેં૦ ॥ ૨ ॥ સ્વર્ગ નરક તિર્યંચમે, કેતા જન્મ ગમાયા ॥ મનુષ્ય અનાર્યે મેં ભમ્યા, તિહાં નહીં દરિસન પાયા ॥ મેં૦ ॥ ૩ ॥ તેરો મેરે દરશણ અબ ભયો, પુરણ પુણ્ય પસાયા, રૂપચંદ કહે ભાગ્ય ખુલે, નિરંજન ગુણ ગાયા ॥ મેં ॥ ૪ ॥ ઇતિ ॥

---

## ॥ અથ સ્તવન બીજું. ॥

॥જાગે સો જીન ભક્ત કહાવે, સોવે સો સાંસારી હે ॥ કર્મ કલંકકી કીચ ભાઇ હૈ, તાથેં ભયો બ્રહ્મચારી હૈ ॥ જા૦ ॥ ૧ ॥ ત્રસજીવકી હત્યા ન કરે, સ્થાવર કરૂણા કારી હૈ ॥ કૂડી સાખ કથન નહીં રૂડા, બોલે બોલ વિચારી હૈ ॥ જા૦ ॥ ૨ ॥ થાપણ

મોસા અદત્ત ન લેવે, ચોરી મારી નિવારી હે ॥ પંચ સાખે પાણી ગ્રહણ કરીને, અવર સ્ત્રીયા બ્રહ્મચારી હે ॥ જા૦ ॥ ૩ ॥ સ્નાન પ્રમિત જબ જીનકી સેવા, પરિગ્રહ સંખ્યા ધારી હે ॥ રૂપચંદ સમકિતકે લચ્છન, તાકું વંદના અમારી હે ॥ જા૦ ॥ ૪ ॥

## ॥ અથ સ્તવન ત્રીજું. ॥

॥ દેવ નિરંજન ભવ ભય ભંજન તત્વ જ્ઞાનકા દરિયા રે ॥ મતિ શ્રુત અવધિ ને મનપર્યવ, કેવળજ્ઞાને ભરિયા રે ॥ દેવ૦ ॥ ૧ ॥ કામ ક્રોધ લોહ મચ્છર મારણ, અષ્ટ કરમકું હણીયાંરે ॥ ચારે નારી દુર નિવારી, પંચમ સુંદરી વરિયાં રે ॥ દેવ૦ ॥૨ ॥ દરિશન જ્ઞાન એક રસ જાકૂં, ક્ષીરોદધિ જ્યું ભરિયા રે ॥ રુપચંદ પ્રભુ નામકી નાવાં, જો બેઠા સો તરીયા રે ॥ દેવ૦ ॥ ૩ ॥

## ॥ અથ ગણધર સ્તવન ॥

॥એકાદશ ગણધરનાં નામ, પ્રહ ઉઠીને કરૂં પ્રણામ ॥ ઇંદ્રભૂતિ પહેલો તે જાણ, અગ્નિભૂતિ બીજો ગુણખાણ ॥૧॥ વાયુભૂતિ ત્રીજો જગ સાર, ગણધર ચોથો વ્યક્ત ઉદાર ॥ શાસનપતિ સુધર્મા સાર, મંડિતનામે છઠ્ઠો ધાર ॥ ૨ ॥ મૌર્યપુત્ર તે સાતમો જેહ, અકંપિત અષ્ટમ ગુણ ગેહ ॥ મુનિવર માંહે જે પરધાન, અચળભ્રાત નવમો એ નામ ॥૩॥ નામ થકી હોય કોડી કલ્યાણ, દશમો મેતારજ અવિરલ વાણ ॥ એકાદશમો પ્રભાસ કહેવાય, સુખસંપતિ જસ નામે થાય ॥૪ ॥ ગાયા વીર તણા ગણધાર, ગુણમણિ રયણ તણા ભંડાર ॥ ઉત્તમવિજય ગુરુનો શિષ્ય, રત્નવિજય વંદે નિશ દિશ ॥ ૫ ॥

# ॥ अथ छंदो प्रारंभ. ॥

## ॥ અથ શ્રી ગૌતમાષ્ટક છંદ. ॥

॥ વીર જિણેસર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશ દિસ ॥ જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન ॥ ૧ ॥ ગૌતમ નામે ગિરિવર ચડે, મન વાંછિત હેલા સંપડે ॥ ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ ॥ ૨ ॥ જે વૈરી વિરુઆ વંકડા, જસ નામે નાવે ઢુંકડા ॥ ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ ॥ ૩ ॥ ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય ॥ ગૌતમ જીન શાસન શણગાર, ગૌતમ નામે જય જયકાર ॥ ૪ ॥ શાળ દાળ સુરહા ઘૃત ગોળ, મનવંછિત કાપડ તંબોળ ॥ ઘરશું ઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત ॥ ૫ ॥ ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામે જપો જગ જાણ ॥ મ્હોટાં

મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહા
ણ ॥ ૬ ॥ ઘર મયગલ ઘોડાનિ જોડ, વારૂ
પોહોંચે વંછિત કોડ ॥ મહિયલ માને મોટા
રાય, જો તુઠે ગૌતમના પાય ॥ ૭ ॥ ગૌતમ
પ્રણમ્યાં પાતક ટળે, ઉત્તમ નરની સંગતિ
મળે ॥ ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમનામે
વાધે વાન ॥ ૮ ॥ પૂણ્યવંત અવધારો સહુ,
ગુરૂ ગૌતમના ગુણ છે બહુ ॥ કહે લાવણ્ય સ-
મય કરજોડ, ગૌતમ તૂઠે સંપતિ કોડ ॥ ૯ ॥

---

## ॥ અથ શિખામણનો છંદ. ॥

॥ વરદાયક માય સલામ કરી, કહું સાર
શિખામણ એક ખરી ॥ નર નારી સહુ હૈડે
ધરીયે, જીમ આપદ સંકટ ઉધરીયે ॥ ૧ ॥
પરભાત સમે ગુરૂ દેવ નમો, જીમ દારિદ્ર દો-
હગ દૂરે જમો ॥ ભગવંત સદા ચરણાં ભ-
જીયે, કુળ રીતી કશુ કબુ ના તજીયે ॥ ૨ ॥
લહિયે નહીં માય ને બાપ થકી, વઢિયે નહીં

કોયથી બાંધી જ કી ॥ વિસવાસ ન કિજે નારી તણો, ગુરૂ રાજ સમીપથી ગ્યાન ભણો ॥ ૩ ॥ દરબાર અલીકન ના ભખિયે, ઘર ભીંતર સાક્ષી નહીં લખિયે ॥ રખિયે નહીં ચાડ પડોસ સદા, તરિયે નહીં નીર સજોર કદા ॥ ૪ ॥ વિવસાય સહુ ત્રિધિસેં કરિયે ઠગ હાત્ર રચી ધન ના ભરિયે ॥ પરદેશે ગાફિલ ના ફુરિયે, નરપતિ થકી ડરતા રહિયે ॥ ૫ ॥ જુગટાં વ્યસની પરિ ના રમિયે, ઋષિ સાધ અનાથકું ના દમિયે ॥ કરિયે નહીં આળ અગ્નિ તણી, વળિ દીજીયે સીખ સુમિત્ત ભણી ॥ ૬ ॥ ગુરૂ આસન ઉપરે ના ધસિયે, દૂર્જન સંગતિ ના વાસયે, વળી ધીજન કીજીયે જુઠ કિસી, ઘણીવાર ન કીજીયે વાત હસી ॥ ૭ ॥ વયણાં મુખ બોલ હતે પળિયે, સજજનથી સ્નેહ ધરી મિલિયે ॥ પરનારિની સંગતિ દૂર તજો, પરમારથ કારજ નિત્ય ભજો ॥ ૮ ॥ સુખકાર શિખામણ એમ કહે, કવિ ઉત્તમ તે જયમાળ લ-

હે ॥ ગુરૂ ચાર લહુ અઠ દીહ ધરો, ઇમ ત્રોટક નામહ છંદ ખરો ॥ ૯ ॥ ઇતિ ॥

---

## ॥ અથ શ્રી શાંતિનાથનો છંદ. ॥

### ( પ્રભાતે ભણવાનો. )

॥સુણો શાંતિજીણંદ સોભાગી,હું તો થયો છું તુમ ગુણ રાગી ॥ તુમે નિરાગી ભગવંત, જોતાં કિમ પડશે તંત ॥ ૧ ॥ હું તો ક્રોધ કષાયે ભરિયો, તું તો સમતા રસનો દરિયો ॥ હું તો અજ્ઞાને આવરિયો, તું તો કેવળ કમળા વરિયો ॥ ૨ ॥ હું તો વિષયા સુખનો આસી ॥ તેં તો વિષયા કીધ નિરાસી ॥ હું તો કરમના ભારે ભરીયો, તુમે કરમનો ભાર નિવારયો ॥૩॥ હું તો મોહ તણે વશ પડિયો, તું તો સબળ મોહને નડિયો ॥ હું તો ભવ સમુદ્રમાં ખુતો, તું તો શિવ મંદિરમાં પહોતો ॥ ૪ ॥ મહારે જન્મ મરણનો જોરો, તેં તો તોડયો તેહનો દોરો

॥મ્હારો પાસો ન મેલે રાગ, પ્રભુ તુમે થયા વિતરાગ ॥ ૫ ॥ મુને માયાએ મેલી ફાંસી, તુમે નિરબંધ થયા અવિનાશી ॥ હું તો સમકિતથી રે અધુરો, તું તો સકળ પદારથે પૂરો ॥ ૬ ॥ મ્હારે તો તુંહિજ એક, તમ્હારે મુજ સરિખા અનેક ॥ હું તો મનથી ન મેલું માન, તુમે માન રહિત ભગવાન ॥ મ્હારૂ કીધું તે શું થાય, તમે રંક તણે કરો રાય ॥ તુમે એક કરો મહેરબાની, મ્હારો મુજરો લેજો માની ॥ ૮ ॥ એક વાર જો નજરે નિરખો, તો હું થાઉં તુમ ગુણ સરિખો ॥ જે સેવક તુમ ગુણ ગાશે, તે તુમ સરિખો ગુણી થાશે ॥ ૯ ॥ ભવો ભવ તુમારી સેવા, હું તો માગુછું દેવાધિ દેવા ॥ સાહામું જુવોને સેવક જાણી, એમ ઉદય રતન બોલ્યા વાણી ॥ ૧૦ ॥ ઇતિ ॥

---

## ॥ અથ કર્મ ઉપર છંદ. ॥

॥ આદિ જીણેશ્વર કરૂં પ્રણામ, સમરૂં સ-

રસ્વતિ સામિણી નામ ॥ કર્મ તણી ગતિ વિષમાં કહું, કર્મ તણાં ફળ સુણજો સહુ ॥ ૧ ॥ કર્મે આદિસર ભગવન્ત, વર્ષ દિવસ નવ પામ્યા અન્ન ॥ ભરત બાહુબળે ઝગડો કર્યો, કર્મે મલ્લીનાથે સ્ત્રી વેદ વરયો ॥ ૨ ॥ આદિસર સાથના યતિ, મૂકી વેશ હુઆ મરૂપતિ ॥ ખંધકસુરિ શિષ્ય પાંચસે, ઘાણી ઘાલ્યાં શિવપુર વસે ॥ ૩ ॥ શિષ્ય સહુ મૂક્તિ પામ્યા સહી, આપ ભુવનપતિ પદવી લહી ॥ કર્મે ચંદ્ર કલંકી થયો, કર્મે શ્રેણિક નરકે ગયો ॥ ૪ ॥ કર્મે બ્રહ્મા કર્યો કુંભાર, કર્મે વિશ્નુ દશ અવતાર ॥ કર્મે ઇશ્વર દીધી શીખ, કર્મે મુંજ મંગાવી ભીખ ॥ ૫ ॥ કર્મે ઇંદ્ર અહિલ્યા સું રમ્યો, કર્મે રામચંદ્ર વન ભમ્યો ॥ કર્મે પાંડવ ગયા વિદેશ, કર્મે નળ ભમિયો બહુ દેશ ॥ ૬ ॥ દમયંતીને પડ્યો વિયોગ, કુબેરદત્ત માય બહેન સંયોગ ॥ ખંધક કુમાર ઉતારી ખાલ, સતી સુભદ્રા ચઢિયું આળ ॥ ૭ ॥ વંકચુ

બરાય ધરે અવતાર. ચોર થઇ રહ્યો પાળિ મઝાર ॥ મલયાસુંદરિ મહાબળ ધણી, પૂર્વ કર્મ કરયાંરે વણી ॥ ૮ ॥ વંશ અગ્રે એ-લાચી પુત્ર, કર્મે પામ્યો ધ્યાન પવિત્ર ॥ કર્મ વશે શ્રી અર્દ્ર કુમાર, મૂકી વેષ માં-ડયો વ્યાપાર ॥ ૯ ॥ ગજસુકમાળ શિર બાંધી પાળ, ભરી અંગાર કર્યું પરજાળ ॥ કરમે નવનંદ કરપી હુઆ, મૂમન ધન મે લીને મુવા ॥ ૧૦ ॥ યુગલ ગયું કર્મ નાર-કી, શુળી સુદર્શન કરમે થકી ॥ મુનિ આ-ષાઢે કીધું એમ, ગુરૂ છંડી વેસ્યા સું પ્રેમ ॥ ૧૧ ॥ નંદીખેણ જુઓ મુનિ રાય, મૂકી વેશ વેશ્યા ઘર જાય ॥ સુરિજ ગતિ ભમે નિશ દિશ, કર્મ તણી છે એસો જગીશ ॥ ૧૨ ॥ સકોસલ વાઘણી મૂખ પડયો, મેતારજ સોનારી નડયો ॥ રહ્યો કોશ્યા ઘર થુળિ-ભદ્ર યતી, કર્મે પાપ ન લાગ્યું રતી ॥ ૧૩ ॥ ખોડ બળંતો પન્નગ જેહ, ધરણેંદ્ર પદવી પામ્યો તેહ ॥ મુનિસુવ્રત વાણી અનુસરી,

વાજી પહોંતો દેવન પુરી ॥ ૧૪ ॥ પુરવ કર્મે શ્રી મહાવીર, શ્રવણે ખીલા ચરણે ખાર ॥ નામે હરીબળ માછી વળી, કર્મે સી પામ્યો નિરમળી ॥ ૧૫ ॥ અરણિક મુની દિક્ષાથી પડયો, ચંડકોશિયો સુર પદવી ચડયો ॥ શાસ્ત્ર નિમિત્તિયા કૈ કૈ કહ્યા, મૂકી વેશ ઘર વાસી રહ્યા ॥ ૧૬ ॥ મુનિવર માસખમણના ત્રાણી, તે ગતિ પામ્યા પન્નગ તણી ॥ કરકંડુને જમતાં નાણ, એહ કર્મ તણું અહિ નાણ ॥ ॥ ૧૭ ॥ કર્મે ઉત્તમ કુળની નાર, તેહ વાંછે બીજો ભરતાર ॥ કઠિયારો ઇમ શાળે રહ્યો, દ્રવ્ય છંડિને નાશી ગયો ॥ ૧૮ ॥ કર્મ થકી ભરતે શું કીધ, આરિસામાં કેવળ લીધ ॥ વળી તંદુળ મચ્છ કર્મે કરી, સાતમે નર્ક પહોચે વળી ॥ ૧૯ ॥ કુંડરીક પૂંડરીક બંધવ બે, એક રાજા એક દિક્ષા લે ॥ પડિયો મુનિવર ચડિયો રાય, જરાકુમારે માર્યો નિજ ભાય ॥ ૨૦ ॥ કર્મે દુર્દર સુરવર થાય, કર્મે ર-

જીવા રંક ને રાય ॥ કર્મે હાથી નર અવ-
તાર, પ્રત્યક્ષ પેખો મેઘ કુમાર ॥ ૨૧ ॥
બાળપણે શ્રી વયર કુમાર, પાલણે ભણિ-
યા અંગ ઇગ્યાર ॥ લક્ષમણા નામે જે મ-
હાસતી, કર્મે તે ચૂકી શુભ ગતી ॥ ૨૨ ॥
મયણાસુંદરી નરપતિ સુતા, વરિયો કોઢી
સહુ દેખતાં ॥ કર્મે ચૂલણી મારે પુત્ર, કર્મે
ભાંજી રહે ઘર સુત્ર ॥ ૨૩ ॥ હરિકેશી
બળ પૂરવ યતી, કુળ ચંડાળતણે ઉતપતી ॥
કર્મ તણી ગતી જુઓ ઇશી, સાર દેવ સેવા
ઉવશી ॥ ૨૪ ॥ સતી સીતા સંકટમાં પ-
ડી, ઇચ્છાકારી બહુ કર્મે નડી ॥ એક રડ-
વડતાં સઘળે ભમે, તેહને કન્યા ન મિલે
કિમે ॥ ૨૫ ॥ કર્મ તણાં ફળ જો જો દે-
વ, બહોત્તેર સહસ પરણ્યા વસુદેવ ॥ કર્મે
કેસરી કેવળ લિયો, કર્મે ભામડલ જી-
વીયો ॥ ૨૬ ॥ કર્મે ભગિની કરવા દ્રોહ,
કર્મે શુળી થયાં સુરલોય ॥ કર્મે ચોરી રો-
હીણ કરે, કર્મે પુણ્યવંત ભૂખે મરે ॥ ૨૭ ॥

કર્મે વિક્રમને શિર આળ, કર્મે કેવળ એ-
વંતો બાળ ॥ ઘણી વેઠ લગે નવ નારદ,
કર્મે શુદ્ધ બુદ્ધ પામ્યા બગદ ॥ ૨૮ ॥ ચૌ-
દ પુરવધારી જે મુનીસ, પડયા નિગોદે
વહી નિશ દીસ ॥ સુભૂમ રાજા નરકે ગ-
મણ, બ્રહ્મદત્તને ગમિયા નયણ ॥ ૨૯ ॥
દઢ પ્રહારે કરી હત્યા ચાર, તોહી મૂક્તિ
રંગ લીધાં સાર ॥ ગૌતમ સ્વામી ગણધર
જોર, દેવશર્મા બ્રાહ્મણ પ્રતિબોધ ॥ ૩૦ ॥
કર્મ તણી ગતિ કિમે કહેવાય, નિજ પ્રેમદા
શિર કોડો થાય ॥ કર્મે અર્જુન માળી અ-
ણગાર, પાતિક ઉતર્યાં નિરધાર ॥ ૩૧ ॥
હરિશ્ચંદ્ર રાજા સાહસ ધીર, કર્મે ડુંબ ઘરે
વહ્યું નીર ॥ ॥ પરસુરામ જમદગ્નિનો જાત,
ક્ષત્રીના તેણે કીધા ઘાત ॥ ૩૨ ॥ પ્રભવો
હુતો મહોટો ચોર, તેણે લીધું સંજમ વ્રત
ઘોર ॥ ભદ્રબાહુ સ્વામી ગુરૂ ભાય, વરાગિ-
હર નામે કહેવાય ॥ ૩૩ ॥ મુકી દીક્ષા
બાંધે જોર, ઘણીપરે કરે ઉદરનો પોષ ॥

સનંતકુમાર કરતો રંગરોળ, દીઠે રોગ ઉ-
પન્યા છે સોળ ॥ ૩૪ ॥ દશ શિશ રાવ-
ણ કીધ કલ્લોલ, કર્મે દશ શિશ હુઆ રો
ળ ॥ કર્મે નિર્ધનને ધન્યવંત, કર્મે થાયે સં-
ત અસંત ॥ ૩૫ ॥ ચંપકસેન દાસીનો પુત્ર,
લીધું વ્રત દત્તધર સુત્ર ॥ કર્મે પુત્ર કેવલ-
સિરી લહે, પામી કેવળ ઘરમાં રહે ॥ ૩૬ ॥
કીધાં કર્મ ન આવે પાર, દેખો દ્રૌપદી
પંચ ભરતાર ॥ શાસ્ત્ર માંહિ છે ઘણા વિચાર
તે કહેતાં નાવ આવે પાર ॥ ૩૭ ॥ સુળસા
શ્રાવિકા કર્મે ઓધાન, સુત બત્રીસં ધરયા
પ્રધાન ॥ એક ધરમીને થાયે નુકશાન, એક
પાપી પામે બહુ માન ॥ ૩૮ ॥ તે દેખો મ-
ન નવિ ધરજો રોષ ॥ પુરવ કરમ તણો એ
દોષ ॥ નિંદ્યા ન કરો કો કહે તણી, નિં-
દ્યાએ થાયે દુરગતિનો ધણી ॥ ૩૯ ॥ જેહને
હોય નિંદ્યાનો ઢાળ, તે બોલ્યો ચોથો ચંડા-
ળ ॥ પરતણી જે નિંદ્યા કરે, પિંડ પોતાનો
પાપે ભરે ॥ ૪૦ ॥ તેહને સાધુ કહે જગ

આપ, જે કહે ને ન કરે સંતાપ ॥ કલિ કહે તસ લાગું પાય, જેમ મુજ દુઃખ તે સઘળાં જાય ॥ ૪૧ ॥ જેહને જેવી હોય મતિ, તેહને તેવી થાયે ગતિ ॥ તે દેખી મન નાવ ધરજો રોષ, પૂરવ કર્મ તણો એ દોષ ॥ ૪૨ ॥ જો કરે નિંદાની ખાંત, નિંદા આપ કરો દિનરાત ॥ નિજ આતમને દિયો ઉપદેશ, તે જન કરશે મુક્તિ પ્રવેશ ॥ ૪૩ ॥ તપ ગચ્છ નાયક જગ ગુરુ નામ, શ્રી હીરવિજય સૂરિ અભિરામ ॥ પટધર શ્રી વિજયસેન સૂરીસ ॥ રતનસાગર પ્રણમે નિશદીશ ॥૪૪॥

॥ કળશ. ॥

( હરિગીત છંદ. )

॥ ઇમ આદિનારે અંતવારે, કર્યાં કરમ સહુ ભોગવો ॥ શ્રી ચક્રવર્ત્તિ પદ વસુદેવ રાજા, શુભ અશુભ ફળ ભોગવો ॥ સુણ જીવડા એક પુણ્ય કરતાં, દુઃકૃત સઘળાં ખેપિયે ॥ મુક્તિ નારી પામે સારી, જિનવર વાણી જે પિયે ॥ ૪૫ ॥ ઇતિ. ॥

॥ અથ ઉપદેશક પ્રભાતીયાં પ્રારંભ ॥

જાગ્ય તું જાગીને જો જરા જીવડા,
સ્થિર આ તો સર્વ જાય ચાલ્યું ॥
કોણ રાજા વળી કોણ રંક દીસે,
કાળે તો સર્વનું વેર વાળ્યું ॥ જાગ્ય૦ ૧॥
કાળ અનાદિથી ચૌગતે રડવડયો,
ભડભડ્યો ક્રોધની ઝાળ માંઇ ॥
વેર બહુ બાંધીયાં પ્રાણી વિરાધીયાં,
ચિત્ત દયા તુજને નાવી ભાઇ ॥જાગ્ય૦ ૨॥
પૃથ્વી પાણી ને અપ તેઉ વાયરો,
વનસ્પતિ વગે વીણાશો ॥
કહે કેમ છોડશે હાડ હવે તોડશે,
મળશે જ્યારે તુમ જમ ત્રાસી ॥જાગ્ય૦૩॥
લક્ષ ચોરાશીના યોનીમાં બહુ ભમ્યો,
અતિ રમ્યો વિષયના જોર માંઇ ॥
નારી પરદારા રમત કરી રાચીયો,
આંચીયો આપ છળમાંજ ભાઇ ॥જાગ્ય૦૪॥
શ્રી જૈનધર્મનો મર્મ જાણ્યો નહીં,
તો કહો કેમ કરી મોક્ષ જાવે ॥

કઠણ જે કેવળી સ્વામીનું કામ છે,
ભક્તિ કર્યાથી ભલી વિત્ત પાવે. ॥જા૦ ૫॥

## ॥ અથ ઉપદેશક પ્રભાતીયું બીજું. ॥

પ્રાણી ભજ, પ્રાણી ભજ, ભજ અરિહંતને,
ટાળ ભવ ફંદને, પાપ નિકંદને હુરકીજે ॥
ષટ દયા પાળવી, જંતુ લે જાળવી,
ઉઠય જન્મ્યા તણો લહાવો લીજે ॥પ્રા૦૧॥
રમણ ભમણ કરી ચઉગતિમાં ફરી,
સ્થિર રહ્યો ન ઠર્યો કોઈ ઠામે ॥
ઉઠય આળસ તજી લે જીનને ભજી,
જા જઇ બેસ અચળ ઠામે ॥ પ્રા૦ ૨ ॥
એહ સંસાર તો દિસે છે કારમો,
કારમો કુટુંબ ને પરિવારો ॥
કોણ માતા વળી કોણ તાતા દિસે,
કોણ ભ્રાતા ભાઇ મન વિચારો ॥ પ્રા૦ ૩॥
કોણ ભગિન પ્રિયા કોણ સાચી ત્રિયા,
કોણ તુજ નંદને કોણ કેનો ॥

સાંજ સમય જેમ પંખી ટોળે મળ્યાં,
પ્રભાતે લાધે ન પત્તો તેનો ॥ પ્રા૦ ૪ ॥
એહિ પરિવાર્થી દિસે છે સ્વાર્થી,
ધારતો માં રખે કોઇ તારો ॥
કાળ માંથે ફરે સૌ જનને ચરે,
કોણુ બેટો ન બાપુ બિચારો. ॥ પ્રા૦૫ ॥
બાપ બેઠો રહેને બેટો ચલતો હોવે,
એહિ તો અચિરજ મોયે આવે ॥
નિ:શર્મો થઇ આપ દાવે રહિ,
કાળ તો સર્વને લેઇ જાવે ॥ પ્રા૦ ૬ ॥
એમ જાણી કરી ઉત્તમ પ્રાણીયા,
શ્રી વિતરાગનો ધર્મ કીજે ॥
વસુ દસ પાપ કરાવે સંતાપને,
દુરથી તેહનો છેહ દીજે. ॥ પ્રા૦ ૭ ॥
એહ ઉપદેશ ચિત્ત સ્થિર કરી સ્થાપજો,
કાપજો કર્મને થિર થાઇ ॥
કેવળચંદ આણુંદમાં એમ કહે,
રાખજો ચિત્ત નિત્ય જ્ઞાનમાંઇ. ॥ પ્રા૦ ૮ ॥

## અથ ઉપદેશક પ્રભાતીયું ત્રીજું. ॥

ાર સંસારમાં સજજનો છે નહીં,
ાર અકાળને કોઇ વારો: ॥
ાર શુભ ધર્મને મર્મની વાતને,
ાતમા આ સમે તો ઉગારો. ॥
ાર નહીં હામ ને ઠામ ઠરવા તણું,
ાત્ર આ દેહના ધાર ગારો;
ેક અરિહંતને આજ તું યાદ કર,
ાથ ન આવશે કોઇ સારો ॥ એક૦ ૧ ॥
ણ તું માનવી કોણ લેખા માંહી,
ાટી ધન રાજવા કેક ચાલ્યા ॥
ાપના પંથથી પુરુષ કેક પામિયા,
ર્મની ખાણમાં કેક ઘાલ્યા;
ર તું ધીર ધર વાત વિચારને,
ાવશે આપણો કો દિન વારો. ॥એક૦॥૨
ગત જંજાળમાં જોડિયું ચિત્ત તેં,
ર્મનાં ધ્યાન તો નાહીં જોયું ॥
ર્થ આ કાળ વહી જાય છે વાલમા,
ાંત ના રાખી તો સર્વે ખોયું ॥

તેથી વિચારોને આણી વિવેકને,
તે થકી આતમા આજ તારો ॥ એક૦ ૩ ॥
કોણ મા બાપ ને કોણ કાકા દિસે,
સ્નેહ સ્વાર્થ માંહિ છે સગાઇ ॥
તન આરોગ્ય ત્યાં સુધી છે તમ તણાં,
ઠાક એ છે જગતની ઠગાઇ ॥
ધર્મમાં ધ્યાન જો ધારીયે ધીરથી,
એ થકી સર્વે આણંદ કારો ॥ એક૦ ૪ ॥

---

## અથ દાન, શીળ. તપ અને ભાવનું પ્રભાતીયું. ॥

॥ રે જીન જૈન ધર્મ કીજીએ, ધર્મના ચાર પ્રકાર ॥ દાન શીયળ તપ ભાવના, જગમાં એટલું સાર ॥ રે જી૦ ॥ ૧ ॥ વરસ દિવસને પારણે, આદીસર સુખકાર ॥ શેલડી રસ વોરાવિયો, શ્રી શ્રેયાંસ કુમાર ॥ રે જી૦ ॥ ૨ ॥ ચંપાપોળ ઉઘાડવા, ચારણીયે કાઢયાં નીર ॥ સતીય સુભદ્રા જશ

થયો, શીવળે સુર નર વીર ॥ રે જીવ૦ ॥ ૩ ॥ તપ કરી કાયા શોષવી, સરસ નીરસ આહાર ॥ વીર જીણંદ વખાણીયો, ધન ધન્નો અણગાર ॥ રે જીવ૦ ॥ ૪ ॥ અનિત્ય ભાવના ભાવતાં, ધરતાં નિર્મળ ધ્યાન ॥ ભરત આરિસા ભુવનમાં, પામ્યા કેવળ જ્ઞાન ॥ રે જીવ૦ ૫ ॥ જૈન ધર્મ સુરતરૂ સમો, જેહુની શીતળ છાયા ॥ સમય સુંદર કહે સેવતાં, વંછિત ફળ પાયા ॥ રે જીવ૦ ૬ ॥

---

## ॥ અથ ઉપદેશક લાવણીઓ પ્રારંભ. ॥

॥ કયા દેખું જગતકા ખ્યાલ, નજરસેં ન્યાળી ॥ નજરસેં૦ ॥ સબ મોહની કેરે વશ, દુનિયામેં ભાળો ॥ ૧ ॥ બડા મોહની કેરા જોર, વદત એમ તાણી ॥ વદત૦ ॥ સબ વિશ્વનો પકડી હાથ, નાંખે નર્કકી ખાણી ॥ ૨ ॥ તેહ દુઃખથી છૂટવા આપ, કરો ઉપાય ॥ કરો૦ ॥ જીન મુનિવર વીચરે જેહ,

વંદા, તસ પાય ॥ ૩ ॥ આ સંસાર સમુદ્ર માંહીં, તારણ તે દેવા ॥ તારણ૦ ॥ તેહ તણી કરો તુમે નીત્ય, શુદ્ધસે સેવા ॥ ૪ ॥ જેથી ભવ આવી તુમ વેગે, દૂર પળાય ॥ દુરળ૦ ॥ જન્મ કષ્ટ મર્ણનો ભય, દિલથી જાય ॥ ૫ ॥ વળી તજો પરનારી સંગ, સદા સુખકારી ॥ સદા૦ ॥ છળભેદ તણા તમે વધો, એહ વિસારી ॥ ૬ ॥ પુજ્ય રૂગનાથજી પસાય, કીવી જોડ સારી ॥ કીવી૦ ॥ કેવળચંદ તણી આ અરજ, લીયો દિલ ધારી ॥ ૭ ॥ ઇતિ સમાપ્તમ્.

---

## ॥ અથ ઉપદેશી લાવણી બીજી. ॥

॥ બીત ગયો નરભવકો અવસર, નહીં સુકૃતકો કાજ કર્યો ॥ મનકો મેલ મિટયો નહીં મૂરખ, ઉપર સાધકો સ્વાંગ ધર્યો ॥ આદ્ય ઉંગર ઓળખ લે અપની, નિગોદમેં કયું નીમ ધરે ॥ કંઠ નહીં યા કો જીવ હુ-

મારો, પાપ કરમ કર પિંડ ભરે ॥ દયા દાન તપ જપ સમરનકું, દિલસેંતિ સબ દૂર કરે ॥ કામ ક્રોધ કુમતિમેં કાળો, પાપ વિના પળભર ન સરે ॥ ધોળા આય લગા અબ શિરપર, દુરગતિકા દુખસેં ન ડરે ॥ અથાગ પૂર સમુદ્રમેં પાડયો, ભવ જળસેં કહો કૈસેં તરે ॥ જીભ્યાકા પરવસમેં પડિયો, સરસ પરાયો માલ ચરયો ॥ મનકો મેલ મિટયો નહીં મૂરખ, ઉપરેં સાધકો સ્વાંગ ધર્યો ॥ ૧ ॥ એ આંકણી ॥ પેટ પોખતા ફરે પીંડ માંહી, હાડ માંસ વધિયો લોહી ॥ માત પિતા સબ કુટુંબ કબીલો, કામ નહીં આવે કોઇ ॥ મુખપર મીઠા મનમેં ચાંઠી, સ્વારથકી દુનિઆ જોઇ ॥ પચ પચ મરે ઇનોકે કારણ, માનવ જનમ દીના ખોઇ ॥ મેં મતહીન બુદ્ધિકો વિણઠો, ઇનસેંતિ મનચ્છા મોઇ ॥ સરયો ન સીજયો કામ રતાંભવ, બેઠ રહ્યા મનમેં રોઇ ॥ કુગુરુકો રંગ લાગ રહ્યા હે, જૈનધર્મ દીલમેં ન જર્યો

॥ મનકો૦ ૨ ॥ ભેખ પેર મન માંહે મગન મેરે, પડિયા પોબારે પાસા ॥ અનમતકો કોઇ વિરલો પરખે, કંચન નહીં પીતળ ખાસા ॥ કનક કામિનીકી મન માંહે, લગ રહી હે અધિકી આસા ॥ મુખપર લોકો કો કહે મેં, મહાવ્રત માંહે કીયા વાસા ॥ મેં કિરિયા પાળું મુનિવરકી, દોષ નહીં લાગે માસા ॥ કીયો કપટ એ પેટ ભરાણે, રોટાકા લગ રહ્યા સાંસા ॥ ઐસો કપટ મેં કર્યો આકરો, રતિ નહીં પરભવસેં ડરયો ॥ મનકો૦ ૩ ॥ અજા વસ્રકું ખાય પેર કર, અપને તનકો પોખ કીયો ॥ પટ્ટ બાંધ્યાં પાપ પ્રાણીયા, નહીં સુજસકો લાભ લીયો ॥ ભક્તિ કરી નહીં સાત ખેત્રકી, નહીં નિગ્રંથકું દાન દીયો ॥ નિંદા કીની જૈન ધરમકી, સાત વ્યસનકો જહેર પીયો ॥ સાધુ શ્રાવક સંવર કર કર, નિર્મળ કરતા આપ હિયો, જિનદાસ આમ તૃષ્ણાકી લાગી, કોણ ગિનતમેં મેરો જીયો ॥ આણ નહીં માની અરિહંતકી

મેં, આગમસેંતી અલગ ફરયો ॥ મન૦૭।

## ॥ અથ વૈરાગ્ય ઉપદેશક દોહા. ॥

હિંસા દુઃખની વેલડી, હિંસા દુઃખની ખાણ;
અનંતા જીવ નરકે ગયા, હિંસા તણે પ્રમાણ.૧
દયા તે સુખની વેલડી, દયા તે સુખની ખાણ;
અનંતા જીવ સ્વર્ગે ગયા, દયા તણે પરિમાણ.૨
જીવ મારંતાં નરક છે, રાખંતા છે સ્વર્ગ;
એ બેહુ છે વાટડી, જીણુ ભાવે તિણુ લગ્ગ.૩
વિણુ કપાસ કપડું નહીં, દયા વિના નહીં ધર્મ;
પાપ નહીં હિંસા વિના, બુઝો એહજ મર્મ.૪
ધર્મ કરો રે તમે પ્રાણીયા, ધર્મ કરંતાં નિર્વાણ;
ધર્મ કર્મ જાણ્યાવિના, તે નર પશુ સમાન. ૫
ધર્મ કરોરે તમે પ્રાણીયા, ધર્મ થકી સુખ હોય;
ધર્મ કરંતાં જીવને, દુઃખીયાં ન દીઠાં કોય. ૬
જીવ દયા પાળી સહી, પાળી છે છકાય;
તે વસ્તા ઘરનો પ્રહુણો, મીઠાં ભોજન ખાય.૭
જીવ દયા પાળી નહીં, પાળી નહીં છકાય;

તે વસ્તા ઘરનો પ્રહુણો, જેમ આવ્યો તેમ જાય.૮
ખરો માર્ગ વીતરાગનો, સુખ દુઃખ ઝીણાં ભેદ;
સેઠા હોયતો સરધજો, મનમાં આણી ઉમેદ.૯
ઢીલ ન કીજે ધર્મકી, તપ જપ લીજે લુંટય;
જેશી શીશી કાચકી, જાશે પલકમાં ફુટય.૧૦
દુઃખમ આરો પાંચમો, નિશ્ચળ રાખજો મન;
થોડામાંહી નફો ઘણો, જેમ કુંડામાં રતન.૧૧
નિશ્ચળ હોવે આ, નિશ્ચળ સુખજ હોય;
દયાતણાં ફળ જાણજો, કદીય ન નિષ્ફળ હોય.૧૨
જીનકી સ્થિતી પાક ગઇ, તીનકું એ ઉપદેશ;
ખરોમાર્ગ વિતરાગનો, જેમાંકુડ નહીંલવલેશ૧૩
સાધુ તો ચંદન બાવના, શીતળ જનકો અંગ;
લહેર ઉતારે ભુજંગકી, દેવે જ્ઞાનકો રંગ.૧૪
કરો કમાઇ આપકી, વાવર ને લે લાવ;
મત કર આશા પારકી, ફાવે નહી કો દાવ.૧૫
દેખી દોષ પરના કહે, આપ ન દેખે દોષ;
હિત કરી જો કોઇકહે, તો તેપર કરતો રોષ.૧૬
લઘુતા રાખો ગુણ ગ્રહી, મોટપ મેલી દુર;
લઘુતામાં પ્રભુ પદ મળે, પ્રીતિ કુળ નુર.૧૭

સંગ ન કીજે નીચકો સદ્ગુણ લોપે જેહ;
અણચીંત્યું દુઃખ ઉપજે, એમાં નહી સંદેહ.૧૮
ધન તન જોબન સંપત્તિ, મળીયા પુણ્ય પ્રસાય;
કરને કરણી પાધરી, પરભવમાં સુખ થાય.૧૯
મારું તારું શું કરો, એમાં દુઃખ અપાર;
મારૂં તારૂં મેલતાં, તરીયે ભવ જળ પાર.૨૦
ક્રોધી માની લોભીને, જો વશ કરવા ચાહાય;
મુન્યનમીવાતઆપીયે, તોવશઆવેઉભાય.૨૧
મારું મારૂં કરી મરે, કરે કપટ ને જૂઠ;
પ્રાણ ગયે નિજ પ્રિય પણ,કોઇ ન આવે પુંઠ.૨૨
ધન ભંડારો ભરી રહે, રહે ઝરૂખા માળ;
સગાં સ્નેહીજૂદાપડે, જયાંઆવ્યોજમકાળ.૨૩
મોટા મોટા રાજવી, વળી મોટા ધનવાન;
રાજપાટતજીચાલીયા, બળીમુઆશમશાન.૨૪
રાવણ સરખા રાજવી, જરાસંધ સમ જોધ;
દુર્યોધનસમદુરમતિ, ગયાચાલીતજીક્રોધ. ૧૫
પિતામાતા મહુબંધુ જન,જુઓ સુતા શમશાન;
ગયા સ્નેહીયો કેટલા, એ લેવું એંધાન. ૨૬
જેમ ગયા તેમ આપણે, જાવું એહ જરૂર;

પણ આપણ નથી જાણતા, વખત નજીક કે દુર. ૨૭
જુવાન જાણે નથી જાવું, વૃદ્ધ ગણે મન એમ,
સૌ જાણે રહેવું અમર, કોણ રહ્યું પણ ક્ષેમ. ૨૮
વહેલા મોડા સહુ ગયા, તેડું આવ્યું તરત;
તેમ જાવું છે આપણે, જ્યારે આવે અંત. ૨૯
ફેર પડે નહીં પલકનો, નહીં વાયદો થાય;
[illegible]બેઠા કે અણચિંતા, જંગલ કે ઘરમાંય. ૩૦
બાળક મોટું થાય તેમ, માત ધરે મન હર્ષ;
કાળ ખુશી થઇ મન ગણે, ખુટયાં એટલાં વર્ષ. ૩૧
મનવાળા મન સમજીને, શોક ધરો શામાટ;
ઘરડાં જુવાન સરવને, એ લેવી છે વાટ. ૩૨
રડે કૂટે નહીં દેખશો, મરતાં નહીં મળાય;
સ્વપને જોયું જેટલું, જાગે કેમ જણાય. ૩૩
કાગળ કેરા નાવથી, તરવું સાગર માંહ્ય;
પંથ કુસંગી સંગ છે, શી રીતેજ તરાય. ૩૪
ઇચ્છા જેવું અવરનું એવું આપનું થાય;
નહીં માનો તો કરી જુઓ, જેથી તુર્ત જણાય.
કરો કરો કરી અન્યને, શિક્ષા દેવી સહેલ;
પોતે પહેલજ કાઢવી, એ છે અતિ મુસ્કેલ. ૩૬

સ્ત્રી તો બીખની બેકડી, કહેવામાં છે એહ;
તનમનથી તે ત્યાગવી, એછે અતિ મુશ્કેલ. ૩૭
જે પહેર્યું તે ફાટશે, ફુલ્યું તે કરમાય;
અણ્યું હોય તે ખડી પડે, નામ ધર્યું તે જાય. ૩૮
આ શિખામણ સાચી કહી, સર્વને હિત આણ;
કાંઇક દયા કરુણા રાખજો,
ત્યારે સાંભળ્યા કો પ્રમાણ. ૩૯
રાતી ગમાઇ સોવતે, દિવસ ગમાયા ખાય;
હિરા જૈસા મનુષ્ય ભવ, કવડી બદલે જાય. ૪૦

---

## ॥ અથ સજઝન વિષે દોહા. ॥

સજજન હીરાસેં અધિક, મુલ ન જાકો હોત;
કહુ પરાયો હોત નહીં, દુઃખમેં હોત ઉદ્યોત. ૧
સજજન શું અંતર નહીં, રાખે કોઇ સુજાન;
સજજનસેં સુખ હોત હૈ, યહુ નિશ્ચે મનમાન. ૨
સજજન જગમેં બહુ નહીં, વિરલો કહું દિખાત;
તિહિ પિછાન કીજે સુખદ, જાતે સબ દુઃખ જાત.
સજજન પર ઉપકાર કરી, લેત ન કછુ ઇહ દામ;

કેસા મહા જો ચાહિયે, સમય શું આવત કામ.૪
સુજન સમ જગમેં નહિ, અવરસુ કોઇ પ્રમાણ;
આપ બહુત દુઃખ દેખિકે, દેત ઔર સુખજાન.૫
સુજન સ્વભાવ દેખિકે, આપહુ તાસમ હોઆ;
સુજનતા સબતઅધિક, યા સમ ઔર ન કોઆ.૬
સજ્જન નામ ધરાયકે, ભટકત જગમે ઓર;
પૈ લચ્છન પ્રુત દેખિકે, સંગ ન કીજીએ ઠોર. ૭

## ॥ અથ વૈરાગી પદો પ્રારંભ. ॥

સાબાસ સાબાસ છે તારી જાનનેરે. એ રાગ.

॥ જાણ જુઠું જીવિત ખરૂં જ્ઞાનમાંરે, રાખ ધ્યાનમાંરે; રાખ૦ ॥ સાબા૦ ૧ ॥ આ જગની તો જુઠી કાયા, જુઠી મોહ ભરેલી માયા; કાચ કુંપ છે કાયા, રાખ૦ ॥ સાબા૦ ૨ ॥ કીસકી માતા કીસકા ભાઇ, કીસકી જોરૂ લોક લુગાઇ; સ્વારથકી સગાઇ, રાખ૦ ॥ સાબા૦ ૩ ॥ પ્રભુ નામકું હૃદયે ધરનાં, એ રીતે રહેગા શરણાં; ભવ સાગર તરણાં, રાખ૦ ॥ સાબા૦ ૪ ॥

॥ પદ બીજું. ॥

॥પ્રભુકા ધ્યાન ધરો તમો પ્યારા રે॥ પ્રભુ. એ ટેક. પ્રભુજીકે નામસેં પાપ કટત હૈ, અશુભ કર્મ દુર જાવે રે.॥ પ્રભુ૦॥ ૧ ॥ યા જગતમેં ઓર કોઇ નહી હૈ, એક પ્રભુજી કહાવે રે. ॥ પ્રભુ૦ ૨ ॥ માત પિતા સબ સુખકે સાથી, દુઃખમેં કોઇ નવ આવે રે. ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ યા દુનિયાકી જૂઠી હૈ માયા, જૂઠા જાગ ફેલાવે રે. ॥ પ્રભુ૦ ॥ ૪ ॥

---

॥ પદ ત્રીજું ॥ ( ચોપાઇની દેશી. )

॥ રિખભ અજીત સંભવ સુખકાર, અભિનંદન પ્રભુ જગ આધાર ॥ સુમતિ પદમ પ્રભુ તારણ જહાજ, પ્રણમું શ્રી ચોવીશે જીનરાજ. ॥ ૧ ॥ સુપારશ્વ ચંદ્રપ્રભ સ્વામ, સુવિધિ શીતળ જીન કરૂં પ્રણામ ॥ શ્રેયાંસ વાસુપુજ્ય સારો કાજ ॥ પ્ર૦ ૨ ॥ વિમળ નિમળમતિ દાયક દેવ, અનંત ધર્મ જીન

કરીયે સેવ, ॥ શાંતિ કરો ઓ શાંતિ મહા-
રાજ. ॥ પ્ર૦ ૩ ॥ કુંથું અર મલ્લિ જીન જા-
ણુ, શ્રી મુનિસુવ્રત ત્રિજગજાણુ ॥ નમો નેમ
રાખો મુજ લાજ. ॥ પ્ર૦ ૪ ॥ પારસ્વનાથ
મહાવીર દયાળ, ભવ દુઃખ ભંજન પરમ
કૃપાળ ॥ મુક્તિ નગરકો લીનો રાજ. ॥ પ્ર૦
૫ ॥ તુમ બિન નહિં કોઇ તારણહાર, તિ-
લોકરિખ ઇમ નિશ્ચે ધાર ॥ અરજ કરે ઘો
શિવપુર સાજ. ॥ પ્ર૦ ૬

## ॥ અથ પદ ચોથું ॥

॥ દમકા નહીં ભરોંસા રે, કરલે ચલનેકા
સમાન ॥ લખ ચોરાશી ભમકે આયા ગર્ભ
કીયા આસ્થાન ॥ દમ૦ ૧ ॥ ઉત્તમ કુળમેં
જન્મ લીયા હે, સુખમેં ખાન ઓર પાન ॥
ભીડ પડયા તેરા કોઇ ન સાથી, સાથી પુણ્ય
ઓર પાપ ॥ દમ૦ ॥ ૨ ॥ આશા તૃષ્ણા

જુઓ ઓર નિંદ્રા, કુમતા રૂપ નિશાન ॥ દિન દિન બાંધે પાપકી સંગત, વ્યાપે કોધ ઓર માન ॥ દમ૦ ૩ ॥ જૂઠા સબ એ જગત, પસારા નારી વિષકી ખાન ॥ માયા લોભ આદકે વૈરી, ઇનશું કીયા પહેચાન ॥ દમ૦ ॥૪॥ પાંચો ચોર મુસે ઘર તેરા, ઇનકી ખોટી બાન ॥ ઇતને ચોર બસે તન અંદર, મોહ વડા સુલતાન ॥ દમ૦ ૫ ॥ દો દિનકા ઇહ ગોબલરાસા, ઘોરે ત્રાયા બાન ॥ કાળ વૈરી તેરા શિરપર ખેલે, સાંજ ફિરતા બાન ॥ દમ૦ ૬ ॥ ભાઇબંધ સબ સગાં સંબંધિ, રાખે તેરા માન ॥ અંત સમે કોઇ કામ ન આવે, કિસપૈં ગાન ગુમાન ॥ દમ૦ ૭ ॥ જપ તપ શીળ કરો શુભ સંગત, સાધુ સુપાત્રે દાન ॥ સેવ સાધુ ચરણે ચિત્ત લ્યાવો, પ્રભુ ભજ તજ અભિમાન ॥ દમ૦ ૮ ॥

અથ પદો સમાપ્તમ.

# નાટકના રાગનાં સ્તવનો વિગેરે.

## ખબર નહીં આ જુગમે પલકીરે. એ રાગ.

સુકૃત કરનાં હોયસો કરલે, કોણ જાણે કલકી;
કુડ કપટ કર માયા જોડી, કર બાતાં છલકી;
પાપ પોટલી શિરપર તેરે, કૈસે હોય હલકી. ખ. ૧
માતતાત સુત બાંધવ બેની, સબ જુગ મતલબકી;
કાયા માયા નાર હવેલી, એ તેરી કબકી. ખ. ૨
મન માવત તન ચંચળ હસ્તી, મસ્તા હુબળકી;
સતગુરૂ અંકુશધરો શિરપર, તજો સંગત ખલકી. ખ.
જબ લગ હંસા રહે દેહમાં, બાતાં મંગલકી;
હંસા છોડ ચલા જબ દેહી, મટ્ટીઆં જંગલકી. ખ. ૪
દયા ધરમ સાહેબકો સમરન, ચલ મારગ સતકી;
રાગદ્વેષ ન રખના દિલમે, બાનંતો અબ મલકી ખ. ૫

---

## ॥ ૨ ॥ છે જન પાલક એ રાગ.

પરમાત્મા પ્રભુ કરૂણા કરજો, આ અર્જ અમારી
ઉર ધરજો. ટેક. હે નિરંજન નિરાકાર, સૌને

છે તારો આધાર; તુજ વિણ આ સુનો સં-
સાર, વંદન કરીએ વારંવાર. પરમાત્મા. ૧
સિદ્ધ ક્ષેત્રમાં તારો વાસ, અદ્ભુત તેજ તણો
આભાસ; આજ અમો કરીએ અરદાસ. અં-
તરમાં છે મોટી આશ. પરમાત્મા. ૨ તુજ
ભરોંસે હે સુખધામ! આરંભ્યું આ મોટું કા-
મ; વિઘ્નો ટાળી તમે તમામ, પુરણ કરજો
મનની હામ. પરમાત્મા. ૩ જૈનબાળ સહુ
સંગે ગાય, પ્રેમ ધરી તે વંદો પાય; જસની
ઇચ્છા અંતર માંય, સેવક જાણી કરજો સહાય.
પરમાત્મા. ૪

---

## ॥ ૩ ॥ ભુજંગી છંદની ચાલ.

થાડું જાણે ઇંગ્રીશ કહે હું ભણેલો,
જાણે પદવી એલ એલ બીની ચઢેલો;
એનો ઠાઠ જાણો તમે મુજ યારો,
નીચારી સુધારો કુધારો વધાર્યો. ૧
પેહેરે બુટ માજાં અને કોટ ટોપી,

ચીપે પાટલી હાથમાં શોભે સોટી;
વળી બંધ બાંધે ગળે બંધ સારો,
નીચારી સુધારો કુધારો વધાર્યો. ૨
બજારે ચાલે ગેફમાં ચમ ચમ,
દીપે હાથ ગુલાબ છડી સુગંધ;
પરોવે ગળામાં ઘણા પુષ્પ હારો,
નીચારી સુધારો કુધારો વધાર્યો. ૩
અતર તેલ ચોળી રહે રંગ રસમાં,
વળી આંજણા સુખમાં ઘાલે ચશમાં;
નીશા પાણી લેતા ચાહવા જાય કુમારો,
નીચારી સુધારો કુધારો વધાર્યો. ૪
નીશા લહેરમાં ડોલતા મસ્ત મદમાં,
બન્યા છોકરા નહીં રહે નીજ હદમાં;
પુછે એક બાજા(ને) શો વીચાર તારો,
નીચારી સુધારો કુધારો વધાર્યો. ૫
બોલ્યો ત્યારે બાજો લીયો માલ પાણી,
ચાલો સેલ કરવા જઇએ આજ છાની;
ફર્યો સર્વને એજ વીચાર સારો,
નીચારી સુધારો કુધારો વધાર્યો. ૬

મુકયા આજથી છોકરા એવા ફુટા,
મળયા સોબતી દુષ્ટ હૈયાના ફુટયા;
એવી ટોળીઓ આજ દેખું હજારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૭
અરે વૃદ્ધ વિચારજો મન આણી,
મુકે છોરૂં છુટાં મળે ધુળ ધાણી;
પછી કહેસે હું તો નહી સાંખનારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૮
અરે બાળકો ચાલ ચાલો વિચારી,
મુકો સોબતો હોય દુષ્ટ નઠારી;
વધે તેથી શોભા કહે ઉઠયો સારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૯
ભણો ભાવથી તે કરો કામ સારાં,
કરો બંધ સઘળાં કુમીત્રોના બારાં;
શોભો નિજ કુળને તેવું વસ્ત્ર ધારો,
નિવારી સુધારો કુધારો વધાર્યો. ૧૦
કરો ખર્ચ વિચારીને એકદમ,
ખરા સંકટે આવશે બહુ કામ;
થાઓ શાંત ગુણી ગણો ધર્મ પ્યારો,

નોચારી સુધારો કુધારો વધાર્યો. ૧૧
જુવાની ને ધનનો નહી મદ ધરશો,
વળી ક્રોધ અહંકારને દુર કરશો;
અની કલેશ કંકાસને જાણુ ખારો,
નોચારી સુધારો કુચારો વધાર્યો. ૧૨
હશે પાસે પૈસો ઘણા મીત્ર થાશે,
ખરા દુઃખ પ્રસંગે વેરાઇ જાશે;
કરે ન મદદ તે રહે નકકી ન્યારો,
નોચારી સુધારો કુચારો વધાર્યો. ૧૩
સૂણી નીજ સ્તુતી ન ફુલાઇ જાશો,
સાચો નીજ સ્વાર્થને કરશી તમાસો;
કરે સ્વાર્થ માટે તે ખોટો લવારો,
નોચારી સુચારો કુચારો વધાર્યો. ૧૪
અની મિષ્ટ ખાવા નહી ટેવ પાડો,
નહીં ટેવ છુટે પડે નક્કી ખાડો;
નવા પાક જોવાને રખડે બજારો,
નોચારી સુધારો કુચારો વચાર્યો. ૧૫
નહીં બોલો જુઠું મુએ શાનો પુંઠે,
બાંધે પાપ અથાગને ફેર રૂઠે;

ધરીને સુબુદ્ધિ કુબુદ્ધિ વિચારો,
નીવારી સુધારો કુધારો વધારો. ૧૧

રાગ કલ્યાણ.

હે ભવ્ય જીવો, તમે સુણજો આ સમે;
ધર્મ કર્મ શુભ કરીને, ટાળો પાપ તમે.
ક્યાંથી આવ્યા ક્યાંજઇશું, નથીખબર કંઇભાઇ;
આમનુષ્યદેહ ધારીને,સારી શું કીની કમાઇ.હે૦
અનંતભવમાંભટકયાતોપણ,કાંઇનઆવ્યોપાર;
માટે સુકૃત જલદી કરીને,પામોભવનો પાર.હે૦
ક્ષણીક ખલકની આ કાયા છે, કેમ થાઓ રાજી;
જગજડમૂળમાંથી છેખારો, કરોકરણી તાજી હે૦
રંક કદી રાજા થાનારો, રાજા થાએ રંક;
અધિકાર પતંગજ જેવો, નથી રહેવો નીશંક.હે
માટે આ સંસાર તજીને, કરો પ્રભુની સેવ;
જેથી અમર સુખ લઇને પામો મુકિત મેવ; હે૦

સુકૃત કરનાં હોય સો કર લે—એ રાગ.
સ્વારથી છે સંસાર, ખરેખર સ્વારથી છે સંસાર
મરી જવું એકવાર, ખરેખર સ્વારથી છે સંસાર.
સુંદર મોટા મહેલ બનાવ્યા, પૈસાનો નહિ પાર;
માલ મતા ધન દોલતમાંથી ન આવે સાથ લગાર
પુત્ર એથે પીતાએ મેળવ્યું, વિવિધ કરી વ્યાપાર;
તેને પરણાવ્યો ઘણી ખુશીથી, અંતે ન લીધો સાર
રળી આપ્યા સુધી કહે બાપા, પુત્રાદીક પરીવાર;
ડોસો કહી ગરજ નવ રાખે વૃદ્ધ બને જે વાર;
બળદ કાંધે ધરી ધોંસરૂ, ઉચકે જયાં સુધી ભાર;
નીજ ગરજે મૃત પાય પરાણે નાંખે નહિ પછી ચાર
સ્વારથ દીસે ગરજાળુ, પોત પોતામાં નર નાર;
ગરજે કાકા કહે ગરધવને, મારે લાકડે માર.
કુટુંબ કબીલો સર્વે નકામાં અંતે અલગ થનાર
પુણ્ય પાપ બાંધ્યાને છેડે જનમ્યું તેહ જનાર;
શ્રધા સહીત જૈન ધર્મ પાળજો, નીજ શક્તિ અ
હુંમેશ પ્રીતિથી સ્તવજો, શ્રીજીન હુબને કાપણહાર

## ॥ અથ નીતિ અને વૈરાગ્ય ઉપદેશક વાક્યો પ્રારંભ. ॥

૧ કોઇ પણ શુભ કાર્યમાં વિલંબ ન કરવો.
૨ પરસ્ત્રી નિરીક્ષણને વિષે જાતિ અંધ થવું.
૩ જ્ઞાની થઇને ગર્વ કરવો નહીં.
૪ સ્ત્રી, પુત્રની કુવાત કોઈને કહેવી નહીં.
૫ મિત્રથી કાંઇપણ અંતર રાખવો નહીં.
૬ પ્રેમ રાખનારી સ્ત્રીનો પણ વિશ્વાસ રાખવો નહીં.
૭ હરેક કાર્ય કરવું તે વિચારીને કરવું.
૮ માતા, પિતા, ગુરૂ તથા મહોટા પુરૂષનો વિનય કરવો.
૯ સ્ત્રીને ગુહ્યની વાત કહેવી નહીં.
૧૦ દાન દેતાં અકળાવું નહીં.
૧૧ તપશ્યા કરવામાં પાછું હઠવું નહી.
૧૨ ગ્રહણ કરેલી પ્રતિજ્ઞા ભંગ કરવી નહીં.
૧૩ અન્યાય માર્ગથી દ્રવ્ય ઉપાર્જન કરવું નહીં.
૧૪ દુઃખની સમયે ધૈર્યતા ગ્રહણ કરવી.

૧૫ ચિંતવેલું કાર્ય પાર પડયા વિના કોઇને કહેવું નહીં.
૧૬ નીચ નરથી પણ ઉત્તમ વિદ્યા લેવી.
૧૭ કલેશને સ્થાનકે મૌનપણું ધારણ કરવું.
૧૮ મ્હોટા સાથે વૈર કરવું નહીં.
૧૯ નીચથી વાદ વિવાદ કરવો નહીં.
૨૦ જે થકી જીવને જોખમ થાય તે ધન પણ વર્જવું.
૨૧ શત્રુના ઉપર પણ નિર્દય થવું નહીં,
૨૨ મૂર્ખને હિતોપદેશ દેવો નહીં.
૨૩ ઇંદ્રિઓ સર્વથા વશ રાખવી.
૨૪ છતી શક્તીએ પરની આશા ભંગ કરવી નહીં.
૨૫ ગુણ વિના માત્ર આડંબરથી રીઝવું નહીં.
૨૬ કોઇને માથે જુઠું આળ મૂકવું નહીં.
૨૭ સ્વારથ વિના નકામો લવારો કરવો નહીં.
૨૮ કોઇને ખોટું લાગે એમ વર્તવું નહીં.
૨૯ જ્યાં ઘણા દુશ્મન હોય તે જગાએ જવું નહીં.

૩૦ પોતાનાં વખાણ પોતે કરવાં નહીં.
૩૧ ચોરેલી વસ્તુ વેચાતી પણ લેવી નહીં.
૩૨ ખળ માણસની સંગતિ, કુસ્રી, સાતવ્યસન, કુમાર્ગે ધનાગમ, અસમાધિ, રાગ દ્વેષ અને કષાય એ સાત વાનાં ત્યાગવાં.
૩૩ ધર્મ એ અતિશય ઉપયોગી વસ્તુ છે, માટે ઇંદ્રિઓને નિયમમાં રાખી, કોઇ પ્રાણીને હરકત ન થાય તેમ, નિરંતર ધર્મનો સંચય કરવો; એજ ખરૂં સાધન છે.
૩૪ એક અક્ષર શીખવનારને પણ ગુરૂ કરી માનવો.
૩૫ પોતાના અવગુણ શોધી કાઢવા.
૩૬ કાર્ય તથા સત્કાર્ય વિના કોઇને ઘેર જવું નહીં.
૩૭ પરદેશમાં કેફી વસ્તુ સેવન કરવી નહીં.
૩૮ માતા, પિતાની આજ્ઞા લોપવી નહીં; ને શેવા ચાકરી મન રાખી કરવી.
૩૯ સગાં સાથે કદાપિ વિરોધ કરવો નહીં.
૪૦ મહોટા પુરૂષ ઘેર આવે તો ઉભા થઇ

સન્માન દેવું.

૪૧ દોસ્તદારી, મિત્રાચારી પંડીતો સાથે રાખવી.

૪૨ નવાં નવાં શાસ્ત્ર વાંચવાનો અભ્યાસ રાખવો.

૪૩ કપટીના આડંબરનો વિશ્વાસ ન કરવો.

૪૪ શુરવાર થઇને નિર્બળને દુઃખ દેવું નહીં.

૪૫ અતિ કષ્ટે પણ આત્મ ઘાત કરવો નહીં.

૪૬ હાસ્ય કરતાં કોઇ ઉપર ક્રોધ કરવો નહીં.

૪૭ બે જણ છાની વાત કરતા હોય ત્યાં બોલાવ્યા શિવાય જવું નહીં.

૪૮ માઠું કાર્ય કરી હર્ષ પામવો નહીં.

૪૯ કોઇ ક્રોધના આવેશથી નિષ્ઠુર વચન આપણને આવી કહે તોપણ ન્યાય માર્ગ મૂકવો નહીં.

૫૦ માતા, પીતા, ગુરુ, શેઠ, સ્વામી, અને રાજા એટલાના અવગુણ બોલવા નહીં.

૫૧ જે સ્ત્રીને આપણે ઓળખતા નથી અથવા જે આપણી સગી થતી નથી તેની

સાથે બા અથવા બેન કહીને બોલવાનો રીવાજ રાખવો.

પર મહુત્પુરુષોની સાથે વિવેકથી વર્त્તવું, ગુરુ કે વડિલની સાથે એક પથારી કે આસનમાં ન બેસવું.

પ૩ પુત્ર, પુત્રીને નાનપણમાંથીજ સારી સંગતમાં રાખી સદ્‌વિદ્યા તથા ધર્મનાં મૂળતત્વ શિખવવાં.

પ૪ કુલીન પુરૂષો દુઃખથી પીડાયછે તો પણ નીતિ માર્ગને છોડતા નથી.

પપ કોઇ નાનો પણ પંડિત અને ડાહ્યો માણસ કહે તેનું વચન પાળવું.

પ૬ પોતાની ખરી વસ્તુને માટે વિચાર કરતાં મુળ સ્વરૂપે જોઈએ તો પહેલું જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર, અને ૪ તપ તેજ સાચવવાનું છે; બાકી અનેરૂં જાણવું.

પ૭ દાન, શીયળ, તપ અને ભાવ એ ચાર પોતાના હિતાર્થે કરી કરીને કરવાં; કારણકે તે પરભવ જીવાબ દેનારી પોતાની

ખાસ ઉપયોગી મૂડી છે.

૫૮ શીયળ કુળના આભરણ સમાન છે, શીયળ તેજ ઉત્તમ રૂપ છે, શીયળ તેજ પાંડિત્ય છે અને શીયળ તેજ ઉત્તમ નિરૂપમ ધર્મ છે.

૫૯ જુવાન અવસ્થામાં પાંચે ઇંદ્રિઓને વશ કરવી તથા રાગ, દ્વેષ, વિષય અને કષાયાદિક જીતવા.

૬૦ સ્ત્રીએ ખરા અંતઃકરણથી પોતાના ધણીની સેવા ચાકરી કરવી તથા તેની આજ્ઞામાં રહેવું એજ સતી સ્ત્રીનું ભૂષણ છે.

૬૧ હું મૃત્યુના મુખમાં રહ્યો છું, મારૂં આયુષ્ય ક્ષણ માત્ર નથી એમ માની યથેષ્ઠ દાન ધર્મ આચરવાં.

૬૨ લોભી પુરૂષ જેમ લક્ષ્મિ મેળવવાને તત્પર રહે છે તેમ ધર્મી પુરૂષે જ્ઞાન મેળવવાને તત્પર રહેવું.

૬૩ મૂઢ પુરૂષ જેમ ભોગને વિષે તત્પર રહે છે તેમ ધર્મી પુરૂષે ઇંદ્રિઓનું દમન ક-

રવાને તત્પર રહેવું.

૬૪ કપટી પુરૂષ જેમ કપટ અને છળભેદને વિષે તત્પર રહે છે તેમ ધર્મી પુરૂષે ક્ષમાવંત થઇને ક્રોધને જીતવા તત્પર રહેવું.

૬૫ સ્નેહ (રાગ) સમાન બીજું ઉત્કૃષ્ટ બંધન નથી અને પ્રાણીની હિંસા સમાન મોટું પાપ નથી.

૬૬ સર્વ વસ્તુનો નાશ થતો હોય તોપણ પોતાનું વચન અવશ્ય પાળવું.

૬૭ માતા, બેન અને પુત્રી સાથે એક આસને બેસવું નહીં.

૬૮ ક્રોધી, કૃપણ, આળસુ અને વ્યસની એટલાની સોબત કરવી નહીં.

૬૯ અતિ ધન પ્યારૂં લાગતું હોય પણ અનીતિ કરી લેવું નહીં કારણ કે સોનાની છરી કાંઇ પેટમાં મરાતી નથી.

૭૦ શક્તીવંત માણસ મોટાં દુઃખ આવ્યા છતાં પોતાનો ધર્મ તજતા નથી.

૭૧ સત્ય શિવાય બીજું કોઇ શરણ નથી

માટે કદી પણ સત્ય છોડવું નહીં.

૭૨ જો તમારે જ્ઞાનનું ખરેખર રીતે આરાધન કરવું હોય તો બનતે પ્રયત્ને જ્ઞાનની અને જ્ઞાનીનો વિનય ભક્તિ કરો અને લઘુનીતિ, વડીનીતિ, સ્નાન, મૈથુન અને ભોજન કરતી વખતે શબ્દ ઉચ્ચારણ ન કરો.

૭૩ જે ઘરમાં કોઈ માણસ ન હોય તે ઘરમાં એકદમ તપાસ્યા વિના જવું નહીં.

આ ઉપર જણાવેલાં નીતિ અને વૈરાગ્ય-ઉપદેશક વાક્યો વાંચી તે દરેક વાક્ય વિષે પુરતી રીતે ધ્યાન આપી વિચારીને વર્તવું, જેથી તે પ્રમાણે ચાલવાથી ઘણોજ ફાયદો થશે અને તેથી આ ભવ તથા પરભવનું હિત થશે.

---

## ॥ અથ વચનામૃતો પ્રારંભ. ॥

આ નીચે જણાવેલાં વચનામૃતો જે જે અપેક્ષાથી લખવામાં આવ્યાં છે, તે તે અપેક્ષાથી જો ઉંડા ઉતરી વાંચશો તો તમને

અમૃત તુલ્ય સ્વાદ આપનાર થશે એમ હું ખાતરીથી કહી શકુંછું.

૧ પૈસો રસ્તામાં પડેલી ધૂળ જેવો છે, જોબન નદીના પૂર જેવું છે, જીવતર સમુદ્રના ફીણ જેવું ક્ષણીક છે, અને સર્વે સંસાર મૃગ જળ જેવાં ભ્રાંતી રૂપ છે, માટે એ ચળિત વસ્તુઓમાં મોહ ન પામતાં અચળિત વસ્તુ જે ધર્મ, તેમાં પ્રીતિ રાખવી. નહીં તો પાછળથી પસ્તાવો થશે.

૨ ક્રોધ કરતાં શાંતી અને ધૈર્યથી સહન કરવાની ટેવ એ સઘળા ગુણમાંનો અમુલ્ય ગુણ છે.

૩ અંતકાળની વખતે હિમ્મત, વૈરાગ્ય અને વિતરાગ દેવ ઉપર પ્રીતિ રાખવી.

૪ શરીર નાશવંત છે, વૈભવ નિરંતર નથી ને મૃત્યુ નિત્ય પાસે છે એમ જાણી શેમંનો સંગ્રહ કરવો.

૫ ઇંદ્રિઓને બરોબર વશમાં રાખવી, ન-

હીં તો અંધકારના ખાડામાં ઉતારી નાંખતાં ઢીલ કરશે નહીં.

૬ સદ્ગુરૂના વચન ઉપર વિશ્વાસ રાખવો જેથી તારી ઉમેદમાં પાર પડતો જઇશ.

૭ મા, બાપને દેવતા તુલ્ય જાણવાં અને તેમને પ્રિય લાગે તેવાં શુભ કામો કરવાં, અને તેમની સાથે મિઠા વચનથી વાતચિત કરવી.

૮ સમજુ માણુશે મા, બેન અથવા જુવાન દીકરી સાથે એકાંતમાં બેસવું નહીં, કારણકે ઇંદ્રિયગણ બળવાન છે અને શાસ્ત્ર પ્રમાણે ચાલી આત્માને નિયમમાં રાખનારા પુરૂષના ચિત્તનું પણ તે આકર્ષણ કરે છે.

૯ હે ભાઇ! જો તું મુક્તિને ઇચ્છતો હોય તો વિષયનો વિષ જેવો ત્યાગ કર; અને સહનતા, સિદ્ધાપણું ઇંદ્રિયનીગ્રહતા, ચોખ્ખાપણું તેમજ સત્ય એમનું અમ્રૃત જેવું સેવન કર એટલે મુક્તિ પામીશ.

૧૦ શાંતી જેવું બીજું તપ નથી, સંતોષ જેવું બીજું સુખ નથી, તૃષ્ણા જેવી બીજી કોઇ વ્યાધી નથી અને દયા જેવો બીજો કોઇ ધર્મ નથી.

૧૧ સ્વરૂપને ગુણ શોભા આપે છે, ઉત્તમ સ્વભાવ કુળને શોભા આપે છે. અને સીદ્ધિ વિદ્યાને શોભા આપે છે.

૧૨ જ્યારે હૃદય રૂપ ઘાસના ઘરમાં કામ રૂપ અગ્નિ પેદા થાય છે ત્યારે પંડિત પણ યોગ્યા યોગ્ય વિચારતો નથી.

૧૩ દુનિયામાં માણસનો ખરો સગો વહાલેશ્રી ધર્મજ છે તે આ ભવ તથા મુવા પછી પણ સુખ તથા શાંતી આપે છે.

૧૪ પીતા, માતા, સ્ત્રી, પુત્ર, બંધુ, સગાવહાલાં, મિત્રો અને ચાકરો વિગેરેની માયામાં ફસાવું નહી; તે આ ભવની સગાઇ છે, પણ ધર્મ એજ ખરો છે જે દરેક ભવમાં સહાયતા ભૂત થઇ પડે છે.

૧૫ જેમ પુત્ર વિનાનું પારણું અને વર વિના

જાને શોભતી નથી; તેમ આત્મા ધર્મ વિના શોભતો નથી.

૧૬ જે પુરૂષ પરસ્ત્રીને મા બેન સમાન અને પારકું ધન માટી સમાન ગણે છે તથા સર્વ પ્રાણીને પોતાના સમાન જુએ છે તે પુરૂષ દુખી થતા નથી એ વાત શાસ્ત્રદ્વારાએ સિદ્ધ છે.

૧૭ વિપત્તિ સમે ધૈર્ય ધરવું, કારણ કે ચડતી પડતી માણસને આવે જાય છે.

૧૮ બળતો અગ્નિ સમાન સ્ત્રી અને ઘીથી ભરેલા ઘડા સમાન પુરૂષ છે; માટે બુદ્ધિવાને એ બન્નેને એક ઠેકાણે રાખવાં નહીં.

૧૯ સુખ દુખ, ચડતી પડતી, લાભ અલાભ તથા જીવવું મરવું, એ સર્વ કર્મ કરીને પ્રાપ્ત થાય છે તે બાબત ધૈર્યવાને હર્ષ તથા શોચ કરવો નહીં.

૨૦ શાસ્ત્ર શ્રવણ, શમશાન અને રોગ એ ત્રણ વૈરાગ્ય ઉત્પન્ન થવાનાં મુખ્ય હેતુ છે.

૨૧ આ તો અખંડજ સિદ્ધાંત જાણજો કે

એક દિવસ આપણે આ મનોહર મહેલ અને અમુલ્ય ઝરૂખાઓ છોડી જવું છેજ.

૨૨ જો તમે અંતઃકરણથી સુખી રહેવા ચહાતા હો તો સ્નેહમાં આવી કોઇને અંતઃકરણ આપશો નહીં.

૨૩ મોટા મોટા ચક્રવર્તિઓએ છ ખંડનું રાજ્ય અને સુંદર અંગવાળી અનુરક્તા રમણીયો શા માટે છોડી? ફકત ધર્મનેજ માટે! તો પછી આપણે આ તુચ્છ વૈભવ છોડી દેવા શા માટે આંચકો ખાવો જોઇએ?

૨૪ રે! જીવ! ક્રોધ, માન, માયા લોભ ઇત્યાદી જે શત્રુ જેને તારે જીતવા છે, તે તને જીતી જાય છે તો વિચાર કર!!! વિચાર કર!!!

૨૫ ગેર ઉપયોગથી અર્થ કરનારને શાસ્ત્ર પણ શસ્ત્ર તરીકે થઇ પડે છે.

૨૬ બુધ્ધિ વધવાનું તથા નવા તર્કો ઉત્પન્ન થવાનું મુખ્ય કારણ મનની નિર્મળતા છે.

૨૭ કોમળ વાણીથી શિઘ્ર ઉત્તર આપનાર થજો પણ ઉતાવળા થઇને અસમંજસ [અણવિચાર્યું] ભાષણ કરનાર થશો નહીં.

૨૮ પાપ કર્યા પછી પસ્તાવા કરતાં પાપ કરતી વખત પસ્તાવું વધારે સારૂં છે.

૨૯ પુરૂષોમાં શિરોમણી પુરૂષ તેજકે જેઓ ધર્મનું આરાધન કરે છે.

૩૦ મધુર અને કોમળ વચન વૈરીના અંતઃકરણને પણ કુમળું કરી નાંખે છે.

૩૧ જો તમને દુઃખથી કંપારી છુટતી હોય અને સુખની ઇચ્છા થતી હોય તો ધર્મરૂપી કલ્પવૃક્ષની સેવના કરો.

૩૨ જ્યાં સુધી જરા (વૃદ્ધા) અવસ્થા પ્રાપ્ત થઇ નથી, ત્યાં સુધિ બનતા પ્રયાસે આત્મ હિત કરો.

૩૩ ધર્મનું મૂળ વિનય અને પાપનું મૂળ વ્યસન આ કોટી ગ્રંથનું સાર છે.

૩૪ જેમ સારા વૈદ્યના કહેવા પ્રમાણે ચાલવાથી વ્યાધિનો નાશ થાય છે, તેમ સુ-

ગુરૂના વચન પ્રમાણે ચાલવાથી જનમ મરણ રૂપ ભાવ વ્યાધિનો નાશ થાય છે.

૩૫ ક્ષમારૂપી ખડગ સદા પાસે રાખશો તો તમને ક્રોધરૂપી વૈરી કાંઇ કરી શકનાર નથી.

૩૬ શોકરૂપી શત્રુને જો બહુ વખત નિકટ ( પાસે ) રાખશો તો તમારી બુદ્ધિ, હિમ્મત અને ધર્મ એ ત્રણ વસ્તુ તો જડ મૂળથી નાશ થશે.

૩૭ મનુષ્યના કંટાળેલા મનને સ્થિર કરવાને સુમુનિ અથવા તો સુમિત્રજ શક્તિવાન હોય છે.

૩૮ જયાં તમારો આદર સત્કાર ન થતો હોય, ગુજરાન ન ચાલતું હોય અને વિદ્યાની લેશ માત્ર પણ પ્રાપ્તિ ન હોય ત્યાં એક રાત્રી પણ વાસ કરશો નહીં.

૩૯ જો તમે તમારા પ્યારા મિત્રો અને સગાં સંબંધી સાથે સ્નેહ રાખવો ચહાતા હો તો જયારે તેઓ કોપિત થાય ત્યારે તમે શાંત રહેજો.

૪૦ તમે તમારૂં દુઃખ તેનીજ પાસે જઇને કહેજો કે જે તમારા દુઃખને મટાડવાને શક્તિવાન હોય.

૪૧ જો તમારે ધર્મની શિઘ્ર નિષ્પત્તિ કરવી હોય તો શાસ્ત્રનું બહુમાન કરો અને સારા આચરણથી ચાલો.

૪૨ કટું [ કડવું ] વાકય, કટુ મતી, કૃપણતા અને કુટિલતા એ ચાર મોટા દુર્ગુણો જ્યારે દૂર થશે ત્યારેજ તમને ખરેખર રીતે ધર્મની પ્રાપ્તિ થશે.

૪૩ તમને કષ્ટ પડે ત્યારે ચિંતા ન કરતાં ધૈર્ય રાખજો, કેમકે ચિંતા કાંઇ કષ્ટ દૂર કરવાનું ઔષધ નથી. ચિંતાથી.તમારી ચતુરાઇ ઘટશે અને અભાવે તપ જપ અને નિયમ કોને આધારે રહેશે, સમ દમ અને સમાધિ કોને અવલંબશે ? માટે તે વખત ધૈર્યતા રાખી ધર્મ કરવો એજ શ્રેષ્ટ છે.

૪૪ સર્વે દુઃખ સહન કરી શકાય છે પણ પ્રિ-

ય જનનાં વિરહથી ઉત્પન્ન થયેલું દુઃખ સહન કરી શકાતું નથી.

૪૫ જો તમારે આખી દુનિયાને વશ કરી લેવી હોય તો પરના અવગુણમાં ન પેસતાં ગુણ ગૃહણ કરો, મીષ્ટ અને સ્વપર હિતકારી વચન બોલો તથા ઉદારતા ગુણની વૃદ્ધિ કરો.

૪૬ આપણે હસતાં હસતાં કહીએ છીએ કે 'શું ત્હારા હાથ ભાગી ગયા છે' 'શું તું આંધળો થયો છું.' આવાં આવાં કઠોર વચન કહી જે કઠોર કર્મ બાંધીયે છીયે તે પરભવમાં ઉદય આવે રૂદન કરતાં પણ છુટવાં મુશ્કેલ થઇ પડશે, માટે જે અવિચાદી વચન બોલો તે ઘણા વિચારથી બોલો, કારણ કે તરવાર, શસ્ત્ર, અને છરીનો ઘા રૂઝાય છે પણ વચન રૂપી ઘા રૂઝાવો મુશ્કેલ છે માટે હરેક કાંઇ બોલવું તે ઘણા વિચાર કરીનેજ બોલવું.

૪૭ ઇંદ્રપણું, ચક્રવર્તિપણું, તેમજ અન્ય હુ-

કમ હોદ્દા વિગેરેનું ઠકરાઇપણું પામવું સુલ્લભ છે પણ એક અમુલ્ય સમ્યક્ત (સમકિત) રત્ન પામવું જીવને બહુ દુર્લ્લભ છે.

૪૮ સમકિત અવસ્થામાં કરેલી સત્ક્રિયાજ જીવને મુક્તિ દેનાર થાય છે.

૪૯ સામાયિકમાં બેસી જે પુરૂષ સ્વજન, પરજનમાં, અને નિંદા પ્રસંસામાં સમભાવ રહેશે તેનુંજ સામાઇક મોક્ષનું હેતુ થશે.

૫૦ જેમ રાજાની આજ્ઞા ભંગ કરવાથી આ લોકમાં મનુષ્યને ધન વિગેરેનો દંડ થાય છે. તેમ સર્વજ્ઞ ભગવાનની આજ્ઞાનો ભંગ કરવાથી જીવને પરલોકમાં અનંત સંસાર ભ્રમણરૂપ દંડ થાય છે.

૫૧ જો કાણા ઘડામાં પાણી અને ચાળણીમાં સુક્ષ્મ આટો ઘણીવાર ટકે તોજ સ્ત્રીના હૃદયમાં રહસ્યની વાત ઘણી વાર ટકે, માટે પુરૂષોએ સ્નેહમાં આવીને પણ સ્ત્રીને રહસ્યની વાત કહેવી નહીં.

આ ઉપર બતાવેલાં વચનામૃતો વાંચી

જેઓ ખજાના ખાતે નાંખી મૂકશે તેઓને તો કાંઇ ફળ થનાર નથી પણ જેઓ સ્મૃતિ (ઉપયોગ) માં રાખી તે પ્રમાણે પ્રતિદિન વર્તશે તેઓને અવર્ણનિય લાભ થશે.

---

## અથ શ્રી શીયળની બત્રીશ ઉપમાઓ પ્રારંભ.

૧ સર્વે ગ્રહ, નક્ષત્ર અને તારાઓની જાતિમાં જેમ ચંદ્રમા ઉત્તમ અને પ્રધાન છે; તેમ સર્વે વ્રત નિયમમાં, શીયળવ્રત ઉત્તમ અને પ્રધાન જાણવું. ॥૧॥

૨ સર્વે સમુદ્રની જાતિમાં જેમ સ્વયંભૂરમણ સમુદ્ર ઉત્તમ અને પ્રધાન છે. તેમ સર્વે * ॥૨॥

૩ સર્વે રત્નની જાતિમાં, જેમ વૈડૂર્યરત્ન

---

* "તેમ સર્વે" આ ઠેકાણે તથા શીયળની બત્રીશે ઉપમાઓમાં પ્રથમની ઉપમામાં લખ્યા પ્રમાણે સમજવું.

ઉત્તમ અને પ્રધાન છે; તેમ સર્વ૦ ॥૩॥
૪ સર્વ આભરણની જાતિમાં જેમ માથાનો મુગટ ઉત્તમ અને પ્રધાન છે તેમ સર્વ.॥૪॥
૫ સર્વ વસ્ત્રની જાતિમાં, જેમ ક્ષેમયુગલ કપાસનું વસ્ત્ર ઉત્તમ અને પ્રધાન છે; તેમ સર્વ૦ ॥ ૫ ॥
૬ સર્વ ફુલની જાતિમાં, જેમ અરવિંદકમલનુ ફુલ ઉત્તમ અને પ્રધાન છે; તેમ સર્વ૦ ॥ ૬ ॥
૭ સર્વ સુગંધિની જાતિમાં, જેમ બાવના ચંદનની સુગંધ ઉત્તમ અને પ્રધાન છે, તેમ સર્વ૦ ॥ ૭ ॥
૮ સર્વ ઔષધિયોની જાતિમાં, જેમ ચુલ-હિમવંત પર્વતની ઔષધિ ઉત્તમ અને પ્રધાન છે, તેમ સર્વ૦ ॥ ૮ ॥
૯ સર્વ નદીઓની જાતિમાં, જેમ સીતા અને સિતોદા નદી મહોટી અને પ્રધાન છે; તેમ સર્વ૦ ॥ ૯ ॥
૧૦ સર્વ સાગરોની જાતિમાં, જેમ સ્વયંભૂરમણ

સાગર મહોટો અને પ્રધાન છે; તેમ સર્વ૦
૧૧ સર્વ વૈતાઢ્ય અને વાટલા પર્વતની જાતિમાં, જેમ રૂચક પર્વત મહોટો અને પ્રધાન છે તેમ સર્વ૦ ॥ ૧૧ ॥
૧૨ સર્વ પશુઓની જાતિમાં, જેમ કેસરીસિંહ મહોટો અને પ્રધાન છે; તેમ સર્વ૦
૧૩ સર્વ નાગની જાતિમાં, જેમ ધરણેંદ્ર નાગ મહોટો અને પ્રધાન છે તેમ સર્વ૦
૧૪ સર્વ અસુરકુમારની જાતિમાં, જેમ વેણુદેવ ઉત્તમ અને પ્રધાન છે; તેમ સર્વ૦
૧૫ હાથીઓની જાતિમાં, જેમ શક્રેંદ્રનો ઐરાવત હાથી ઉત્તમ અને પ્રધાન છે તેમ સર્વ૦ ॥ ૧૫ ॥
૧૬ સર્વ દેવલોકની જાતિમાં, જેમ પાંચમું બ્રહ્મ દેવ લોક મહોટું અને પ્રધાન છે, તેમ સર્વ૦ ॥ ૧૬ ॥
૧૭ સર્વ સભાઓની જાતિમાં જેમ સુધર્મા સભા મહોટી અને પ્રધાન છે, તેમ સર્વ૦
૧૮ સર્વ સ્થિતિયોની જાતિમાં, જેમ લવસ-

મ દેવોની સ્થિતિ મહોટી અને પ્રધાન છે, તેમ સર્વ૦ ॥ ૧૮ ॥

૧૯ સર્વ રંગની જાતિમાં, જેમ કરમજનો રંગ ઉત્તમ અને પ્રધાન છે, તેમ સર્વ૦

૨૦ સર્વ દાનની જાતિમાં, જેમ અભયદાન ઉત્તમ અને પ્રધાન છે, તેમ સર્વ ॥૨૦॥

૨૧ સર્વ સંઘયણની જાતિમાં જેમ વજૂ રૂષભનારાચ સંઘયણ ઉત્તમ અને પ્રધાન છે તેમ સર્વ૦ ॥ ૨૧ ॥

૨૨ સર્વ સંસ્થાનની જાતિમાં, જેમ સમચતુરસ્ર સંસ્થાન ઉત્તમ અને પ્રધાન છે, તેમ સર્વ૦॥ ૨૨ ॥

૨૩ સર્વ ધ્યાનની જાતિમાં, જેમ શુકલધ્યાન ઉત્તમ અને પ્રધાન છે; તેમ સર્વ૦

૨૪ સર્વ જ્ઞાનની જાતિમાં જેમ કેવળજ્ઞાન મહોટું અને પ્રધાન છે; તેમ સર્વ૦॥૨૪॥

૨૫ સર્વ લેશ્યાની જાતિમાં, જેમ પરમ શુકલલેશ્યા ઉત્તમ અને પ્રધાન છે, તેમ સર્વ૦

૨૬ સર્વ દેવોની જાતિમાં, જેમ તીર્થંકર દેવ

મહોટાં અને પ્રધાન છે, તેમ સર્વ૦
૨૭ સર્વ ક્ષેત્રની જાતિમાં જેમ મહાવિદેહક્ષેત્ર મહોટું અને પ્રધાન છે, તેમ સર્વ૦ ॥૨૭॥
૨૮ સર્વ વનની જાતિમાં, જેમ નંદનવન મહોટું અને પ્રધાન છે, તેમ સર્વ૦ ॥૨૮॥
૨૯ સર્વ વૃક્ષોની જાતિમાં, જેમ જંબુ સુદર્શન વૃક્ષ મહોટો અને પ્રધાન છે, તેમ સર્વ૦
૩૦ સર્વ પર્વતોની જાતિમાં, જેમ મેરૂપર્વત મહોટો અને પ્રધાન છે; તેમ સર્વ૦ ॥૩૦॥
૩૧ સર્વ સેનાઓની જાતીમાં, જેમ ચક્રવર્ત્તિની સેના મહોટી અને પ્રધાન છે, તેમ સર્વ. ॥ ૩૧ ॥
૩૨ સર્વ યુધ્ધોની જાતિમાં, જેમ વાસુદેવનું યુદ્ધ મહોટું અને પ્રધાન છે, તેમ સર્વ૦

ઇતિ શ્રી શીયળની બત્રીશ ઉપમા સમાપ્તમ્.

ઇતિ શ્રી વૈરાગ્યોપદેશ પોથી
ભાગ ૧ લો સમાપ્તમ.

## જાહેર ખબર.

## જૈનધર્મનાં છાપેલાં પુસ્તકોનું સૂચીપત્ર.

| ( ગુજરાતી લીપિમાં છાપેલાં. ) | રૂ. આ. |
|---|---|
| શ્રીભરતેશ્વર બાહુબળિવૃત્તિ ભાષાંતર........ | ૨—૮ |
| શ્રાધવિધિ ભાષાંતર........................ | ૩—૮ |
| જૈનકથા સંગ્રહ........................ | ૧—૪ |
| જૈન ચરિતાવળી ( પંદર કથાઓ સહિત. ) | ૧—૪ |
| જૈન તત્ત્વ શોધક ગ્રંથ. બોલ ચાળનો થોકડો. | ૧—૦ |
| જૈન સજ્ઝાયમાળા ભાગ ૧ લો આવૃત્તિ ત્રીજી. | ૧—૧ |
| જૈન સજ્ઝાયમાળા ભાગ ૨ જો આવૃત્તિ ત્રીજી. | ૧—૧ |
| ચંદ્રશીખરનો રાસ........................ | ૧—૪ |
| ચંદરાજાનો રાસ........................ | ૧—૦ |
| કુમારપાળનો રાસ આવૃત્તિ બીજી.......... | ૧—૦ |
| ધનાશાળીભદ્રનો રાસ.................... | ૦—૧૪ |
| જૈન સુબોધ પ્રકાશ ભાગ ૨ જો આવૃત્તિ ત્રીજી. | ૦—૧૦ |
| „ ત્રીસેક પુંઠાના......... | ૦—૧૨ |
| સમકિત કૌમુદિ ભાષાંતર.................. | ૦—૮ |
| જંબુસ્વામી ચરીત્ર........................ | ૦—૮ |
| વૈરાગ્યશતક ( કવી પદ્માનંદનું રચેલું )..... | ૦—૪ |

શ્રીપ્રશ્નોત્તર રત્નમાળા.................... ૦—૪
શ્રી જૈન સુબોધ પ્રકાશ ભાગ ૧ લો...... ૦—૨॥
શ્રી રૂષભદેવ સ્વામીનું ચરીત્ર............. ૦—૨
શ્રીપ્રશ્નોત્તર રત્ન ચિંતામણી (છપાવવાની છે) ૦—૬
શ્રીરસીક સ્તવનાવળી...................... ૦—૨
શ્રીજૈન કોહિનુર સંગ્રહ.................... ૦—૨
શ્રી વૈરાગ્ય શતક નાનું.................... ૦—૨
નિત્ય નિયમની પોથી આવૃત્તિ છઠ્ઠી જેની ઘ-
ણીજ નકલો ખપે જાયછે (હુંડીઆની). ૦—૨
મનુષ્ય ભવનાં દશ દ્રષ્ટાંતો................ ૦—૧
જૈન ઉપદેશ રસ ( ૧૦૦ ના ૩ ૨ )...... ૦—૦॥
આનુપૂર્વિ આવૃત્તિ ચોથી. (૧૦૦) ના ૩ ૨) ૦—૦॥
માર્ગાનુસારીના ૩૫ ગુણ (૧૦૦) ના ૩૨ ) ૦—૦॥
સામાયિક સુત્ર પાઠ સહિત (૧૦૦) રૂ. ૨ ) ૦—૦॥
વૈરાગ્યોપદેશ પોથી ભાગ ૧ લો. આવૃત્તી બીજી.૦—૨

( शास्त्री लीपिमां छापेलां. ) रू० आ०
उपदेशमाळा—अर्थ सहित जेनी किम्मत
प्रथम रू ३॥ हता तेना .... .... ....२-०

दश वैकालिक सूत्र अर्थ भावार्थ सहित.२-०
श्री धन्नाशाळी भद्रनो रास. .... १ ४
वैराग्यरत्नाकर भाग १लोआवृत्तीबीजी.१-०
जैन तत्त्व शोधक ग्रंथ. .... .... १-०
बार व्रत आदरवानी टीप.... ....०-१०
नारकीनां चीत्र ( मुंबइनी छापेली. ) ०-८
श्री महावीर स्तुति. आवृत्ति बीजी. ०-४
जैन पाठमाळा. .... .... .... ०-६
श्राध वीधि भाषांतर. .... .... ३-०
सुलशा चरित्र. .... .... .. १-०
श्री वैराग्य शतक ( छपाय छे ) .... ०-२
श्रीपांचपदनीमोटीवंदणाओ(ढुंडीआनी)०-३
दश वैकालीकनां छुटक अध्ययनो.... ०-२
श्री बृहदालोयणा. आवृत्ती त्रीजी. ० २॥
श्री वैराग्योपदेश पोथी भाग १लो. ०-२॥

श्रीनित्यनियमनीपोथी. आवृत्ति पांचमी
जेनी घणीज नकलो खपीछे (ढुंढीआनी)०-॥
परदेशी राजानो रास. .... .... .. ०-४
सामायिक पडिकमण .... .... .... ०-४
सामायिक प्रतिक्रमणु सूत्र. (ढुंडीयानुं)०-२
रात्रि भोजन परिहारक रास. .... .... ०-३
अंजना सतिनो रास. .... .... .... ०-२
कर्म विपाकनो रास. .... .... .... ०-२
लीलावतीनो रास .... .... .... .... ०-२
संबोध सत्तरी .... .... .... .... ०-२
पंचपदानुपूर्वि,आनुपूर्वि,नवकारनो.छंद
विगरे घणाज विषयो छे.आवृत्ति त्रीजी.०-१
मार्गानुसारीना ३५गुण(१००)नारु.२)०-०॥
जैनी कक्को. पांचे कक्का सहित .... ०-०॥
सामायिक सूत्र पाठ सहित.(ढुंडीयानुं)०-०॥

## સર્વોપયોગી પુસ્તકો.

| | |
|---|---|
| કુંવર સાગર. ભાગ ૧ લો................ | ૧—૦ |
| સુબોધ સંગ્રહ. ભાગ ૧ લો............... | ૦—૮ |
| શ્રી ગીત્ર ( દા. નીલકંઠરાય કૃત. )........ | ૦—૮ |
| વૈદ્યજીવન ( લોલીંબરાજકૃત. )............... | ૦—૫ |
| ઓગણત્રીસ વરસનું પંચાંગ સં. ૧૯૪૭થી સં. ૧૯૭૫ સુધી...................... | ૦—૨॥ |
| સદુપદેશમાળા ચઉદ કથાઓ સહીત........ | ૦—૬ |
| પ્રાણીહીંસા અને પ્રાણીખોરાક નિષેધક...... | ૦—૭ |
| વૈદક સાર સંગ્રહ......................... | ૦—૨ |
| યુવક.................................. | ૦—૮ |
| આંકની ચોપડી ૧૦૦ ના રૂ. ૦॥=...... | ૦—૦। |

---

એ રીતે ઉપરનાં પુસ્તકો તથા તે શિવાય વ-ગાગ જાતનાં જૈનધર્મનાં પ્રખ્યાત પ્રસિદ્ધ કર્ત્તા મું-બાઇવાળા શ્રાવક ભીમસીંહ માણેક તથા પુનાવાળા નાના દાદાજી ગુંડ તથા ભાવનગરની જૈનધર્મ પ્રસા-રક સભા તથા આતરેની વીદ્યાશાળા તથા કચરાભાઈ

ગોપાળદાસ વિગેરેઓનાં છાપેલાં તમામ જાતના જૈનધર્મનાં પુસ્તકો તથા સર્વોપયોગી જેવાં કે શાળાપયોગી વારતાઓ, કાયદાઓ, નૉવેલો, વૈદકનાં અને નાટકો વિગેરે હરકોઇ જાતનાં પુસ્તકો નીચેના ઠેકાણેથી ગળશે. દેશાવરવાળાઓને ટપાલ ખરચ જ્યાદે પડશે; તથા વેલ્યુપેએબલથી મોકલવામાં આવશે. આઠ આના અંદરના પુસ્તકો મંગાવનારે અગાઉથી ટીકીટો બીડી મંગાવવાં. વધુ મંગાવનારને કમીશન સારૂં આપવામાં આવશે. હરકોઇ જાતની દશ નકલે એક નકલ વધુ મળશે. પત્ર વ્યવહાર નીચેના શીરનામે રાખવો. ટીકીટ બીડી પ્રાઇસ લીષ્ટ મંગાવવું.

## લી. બાલાભાઇ છગનલાલ શાહ.

**સર્વે જાતનાં પુસ્તકો અને દવાઓ વેચનાર પબ્લીશર્સ એન્ડ કમીશન એજંટ.**

## ઠે. કીકાભટ્ટની પોળ મુ૰ અમદાવાદ.

## જૈનધર્મનાં અત્યુત્તમ પુસ્તકો.

### દશવૈકાલિક સૂત્ર.

આ સૂત્ર હાલમાં છપાઇ બહાર પડયું છે, જે ટબાના પાઠ સહિત તેના અર્થ ગુજરાતી આ બુકના જેવા ટાઇપમાં અર્થ કરેલા છે તથા તેનો ભાવાર્થ બાળબોધ લીપિમાં કરેલો છે. આ સૂત્રની સારી નકલો ખપે જાય છે, તેનો નફો પણ જ્ઞાન ખાતામાં વાપરવાનો છે. આ સૂત્રની કિમ્મત (રૂપીઆ બે) રૂ ૨-૦-૦ રાખી છે. તો જોઇએ તેમણે મંગાવવું. ગરીબને મફત વૃત આદરાર્વાને અપાય છે.

### વૈરાગ્ય રત્નાકર ભાગ ૧લો. આવૃતિ બીજી.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ ખપી જવાથી ઘણાજ સદગ્રહસ્થોની માગણીથી બીજી આવૃત્તિ છપાવી છે. થોડી નકલો સિલક છે. કિમ્મત રૂપીઆ એક. જોઇએ તેમણે તાકીદથી મંગાવી લેવી. દેવનાગરી લીપિમાં છપાયેલ છે.

લી. બાલાભાઇ છગનલાલ શાહ.

ઠે૦ કીકાભટ્ટની પોળ- મુ૦ અમદાવાદ.

# જાહેર ખબર.

સર્વે સદ્‌ગ્રહસ્થોને વિનંતી કરવામાં આવે છે કે મ્હારે ઘેરથી મુંબાઇ, પૂના, ભાવનગર આદિ દેશાવરોનાં છાપેલાં જૈન ધર્મનાં તમામ જાતનાં પુસ્તકો તથા વિદ્વાન લહીઆઓનાં હાથનાં શુદ્ધ અક્ષરથી લખેલાં સુત્રો મળે છે તો તે જોઇએ તેમણે મંગાવવાં તથા અમારાં પુસ્તકો વિગેરે મુંબાઇ મધ્યે શા. ભોગીલાલ હુકમચંદની દુકાને શા. ઊગરચંદ ફુલચંદ પાસેથી ઠેકાણું વીઠ્ઠલવાડી મધ્યે તથા વઢવાણ, વિરમગામ વિગેરે સ્થળોએ મળી શકવા બનતી ગોઠવણ કરી છે. મારી બુકો સામટી લેનારને ફાયદેથી આપવામાં આવશે. હરકોઇ જાતની દશ નકલ રાખનારને એક નકલ વધુ મળશે. વધુ ખુલાસો પત્ર વ્યવહારથી રાખવો. નોટપેડ કાગળ લેવામાં આવશે નહીં. એજ અરજ.

લી. બાલાભાઈ છગનલાલ શાહ.
સર્વે જાતનાં પુસ્તકો ને દવાઓ વેચનાર.
ઠે. કીકાભટ્ટની પોળ. મુ૦ અમદાવાદ.